૧૯૩૧–૩૨ માટે "દક્ષિણા ફેલો" તરીકે નીમાવાનુ સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયુ. ત્યારબાદ ૧૯૩૫ માં અર્ધમાગધી મુખ્ય વિષય તરીકે લઇ હું એમ. એ. થયો † એ સમયથી માંડીને આજ સુધી અર્ધમાગધીનો મારો પરિચય સતત્ રીતે ચાલતો આવે છે. સન્ ૧૯૩૩ માં મુબઈ યુનીવર્સીટીમાં મેટ્રીકની પરીક્ષાનો સઘળો એ અભ્યાસક્રમ બદલાતો હતો જેમાં પ્રોફેસર અભ્યંકરની સૂચનાથી જૈનોની કેટલીક સંસ્થાઓના પ્રયત્નથી અર્ધમાગધી ભાષાને મેટ્રીકના અભ્યાસક્રમમાં સ્થાન મલ્યુ અને ઈ. સ ૧૯૩૭ થી તે ભાષાને હાઇસ્કુલમાં પણ યોગ્ય સ્થાન મલી ચુક્યુ છે. આનંદની વાત છે કે આજે કૉલેજોમાં અને હાઇસ્કુલોમાં અર્ધમાગધી અને પ્રાકૃત ભાષાનો અભ્યાસ સારા પ્રચારને પામ્યો છે. મુંબઇ યુનીવર્સીટી અને અન્ય યુનીવર્સીટીઓની કૉલેજોમાં તેને યોગ્ય સ્થાન મલી ચૂક્યુ છે પરતુ સુરતનો અપવાદ બાદ કરતાં ગુજરાતની હાઇસ્કુલોમાં હજુ અર્ધમાગધીનો પ્રચાર થયો નથી, જ્યારે ખાનદેશ, પુના, કોલ્હાપુર, બેલગામ વગેરે પ્રદેશોની હાઇસ્કુલોમાં તે સારા પ્રચારને પામી છે. લાગવગવાળા જૈન ગૃહસ્થો અને સંસ્થાઓએ ગુજરાત અને મુબઈની હાઇસ્કૂલોમાં પણ તેનો પુરતો પ્રચાર કરવા પ્રયત્ન કરવો ઘટે છે.

"પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા"નુ પ્રકાશન તેમને એ દિશામાં મદદ રૂપ થઇ પડશે એ આશયે જ ઉપરોક્ત ટૂંક વિવેચન કરવાની અત્રે જરૂર જણાઈ છે. પ્રાકૃત અને અર્ધમાગધી ભાષાના મારા કૉલેજના અભ્યાસ દરમ્યાન મને પાઠ્ય પુસ્તકો અને વ્યાકરણની ખાસ અગવડ જણાઈ છે. એ અનુભવ ઉપરથી ગુજરાત કૉલેજમાં મારી ફેલોશીપ દરમ્યાન વિદ્યાર્થીઓને અર્ધમાગધી ભાષાનો અભ્યાસ કરવાનું

---

† ત્યારબાદ Ph.D. માટે પણ મારો અર્ધમાગધીનો વિષય લેવા ઇચ્છા હતી પરંતુ યુનીવર્સીટીમાં તેની જોગવાઇ નહિ હોવાથી Ph.D. માટે મેં સંસ્કૃતનો વિષય પસંદ કરેલો.

પ્રોત્સાહન આપવા ઉપરાંત પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનું કામ પ્રોફેસર અભ્યંકર તેમજ મેં શરૂ કરેલુ અને પ્રોફેસર અભ્યંકરે જિનમાણિક્ય (અથવા અનંતહંસ) રચિત કુમ્માપુત્તચરિય* બ્હાર પાડ્યા પછી મેં મુમ્બઈ યુનીવર્સીટીના ચાર પાઠ્ય પુસ્તકો સિરી સિરીવાલકહા ભા ૧–૨, વિવાગસુયં અને નિરયાવલીયાઓ બ્હાર પાડેલ છે. આ ઉપરાંત અંગ્રેજીમાં "Comparative Prakrit Grammer" (તુલનાત્મક પ્રાકૃત વ્યાકરણ) પણ મેં બ્હાર પાડેલ છે પુનાના પ્રોફેસર ડો. પી. એલ. વૈદ્ય અને અન્ય પ્રોફેસરો અને વિદ્વાનોએ પણ બીજા પાઠ્ય પુસ્તકો સારી સંખ્યામાં બ્હાર પાડ્યાં છે જેથી અર્ધમાગધીના વિદ્યાર્થીઓની પાઠ્યપુસ્તકોની ખોટ લગભગ પુરાઇ ચુકી છે પરંતુ પ્રાકૃત વ્યાકરણના અભ્યાસની ખોટ મને સદાય સાલી છે અને હજુ પણ સાલે છે. જો કે કેટલાક વિદ્વાનોએ એ દિશામાં યથાશક્તિ પ્રયત્ન આદરી પ્રાકૃતના ભૂતકાળના અભ્યાસીઓને ઉપકૃત કર્યા છે, પરંતુ પ્રાકૃત વ્યાકરણનો સરળતાથી પદ્ધતિસર સુંદર અભ્યાસ થાય તેવા એક સારા "પ્રાકૃત પાઠમાળા" ના પુસ્તકની ખામી સદાયે મને જણાઇ છે. તેમાંય વળી અર્ધમાગધી ભાષાને હાઇસ્કુલોમા સ્થાન મલ્યા પછી ધોરણવાર પદ્ધતિસરના તેના વ્યાકરણના અભ્યાસ માટે એક મનન પૂર્વકના પુસ્તકને તૈયાર કરવાની ખાસ જરૂર જણાતી હતી. આ બાબત પ્રોફેસર અભ્યંકર અને ગુજરાત કૉલેજના ગુજરાતીના સદ્‌ગત પ્રોફેસર કેશવ હર્ષદ ધ્રુવ સાથે મારે ચર્ચા થયેલી અને તેમની પાસેથી મેળવેલી સૂચનાઓ સહિત આ "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા"ના વિદ્વાન્ લેખક મુનિશ્રી પન્યાસ કસ્તૂરવિજયજી ગણી સાથે મારે વાતચીત થયેલી, અભ્યાસના બોજાને લીધે અને અનેક બીજા વ્યવસાયોને અંગે મારાથી આવું સુન્દર પ્રકાશન થવું મુસ્કેલ હતું એટલે આવુ કોઈ સારૂ પુસ્તક તૈયાર

* ત્યારબાદ તેઓશ્રીએ દશવૈકાલિકસૂત્ર, વિંશતિવિંશતિકા વિગેરે પુસ્તકો પણ પ્રગટ કરેલ છે.

થાય તો તે વિદ્યાર્થીઓ અને સમાજને અતિ ઉપયોગી નીવડશે એવી સૂચના મે મુનિશ્રીને કરેલી. એ જ અરસામાં મુનીશ્રી પણ આવું જ કોઇ પુસ્તક તૈયાર કરવાની યોજનામાં હતા સોનામાં સુગંધી ભળી. મારી સઘળી સૂચનાઓ ધ્યાનમાં લઇ મુનિશ્રીએ એ કામ માથે લીધુ અને તેમના છેલ્લા કેટલાક વર્ષોના સતત્ પરિશ્રમનું પરિણામ તે આ "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા".

લેખકના ટુંક પરિચયની અત્રે આવશ્યકતા જણાય છે પંન્યાસ **શ્રીકસ્તુરવિજયજી પરમ પ્રતાપી વિખ્યાત જૈન આચાર્ય વિજય નેમિસૂરિશ્વરજીના પટ્ટાલંકાર શાંતસ્વભાવી આચાર્ય વિજય વિજ્ઞાનસૂરિશ્વરજીના શિષ્ય છે. મુનિશ્રી યશોભદ્રવિજયજી અને મુનિશ્રી ગુણચંદ્રવિજયજી** એમ તેઓના બે શિષ્ય છે. પ્રાકૃતનો તેઓશ્રીનો અભ્યાસ વિશાળ અને ઉંડો છે. પ્રથમ તેઓશ્રીએ "પ્રાકૃત રૂપમાળા"નું ઉપયોગી પુસ્તક બ્હાર પાડેલ છે. "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા" એ તેમનુ વ્યાકરણ વિષયનું બીજું પુસ્તક છે.

'પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા' માં સામાન્યતઃ પ્રાકૃત વ્યાકરણનો અભ્યાસ સરળ બનાવવા ઉપર જ મુનિશ્રીએ પોતાનું સઘળું ધ્યાન કેંદ્રિત કરેલુ છે અને તેના સુંદર પરિણામનો ખ્યાલ આ પુસ્તકનો અભ્યાસ જ આપશે. અર્ધમાગધી ભાષામાં ( ખાસ કરીને આગમોની ભાષામાં ) આવતાં આર્ષ રૂપો, દેસ્ય શબ્દો, સમાસ, સર્વનામોના સંપૂર્ણ રૂપો, સંખ્યાદર્શક, સંખ્યાપૂરક અને અપૂર્ણાંક શબ્દો વિગેરે વિષયોને લેખકે પુરતો ન્યાય આપી વિદ્યાર્થીઓને સુંદર અનુકુળતા કરી આપી છે. 'પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા'ની સાથે પૂર્તિ રૂપે આપેલ "શ્રી પાઇઅ ગજ્જપજ્જમાલા" વિષે પણ અત્રે બે શબ્દો લખવાની જરૂર છે. વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની નવી પદ્ધતિની જરૂરિયાતો ધ્યાનમાં રાખી તેની રચના કરવામાં આવી છે. વ્યાકરણનો અભ્યાસ

સાહિત્ય દ્વારા થાય તે વધુ ઇચ્છવા યોગ્ય અને આનંદદાયક છે એ સિદ્ધાંત અર્વાચીન શિક્ષણકારોએ અને યુનિવર્સીટીઓએ માન્ય રાખેલ છે. તે જ સિદ્ધાંતને અનુસરી હાલની મેટ્રીકની પરીક્ષાના ગુજરાતી, સંસ્કૃત, અર્ધમાગધી વિગેરે અન્ય ભાષાઓના પાઠ્ય-પુસ્તકોમાંથી ઉપસ્થિત થતા ( As arising out of the text ) વ્યાકરણનો અભ્યાસ મેટ્રીકની પરીક્ષા પાસ કરવા માટે પૂરતો ગણેલો છે. આનો અર્થ એમ નથી થતો કે વ્યાકરણનો પદ્ધતિસરનો સ્વતંત્ર અભ્યાસ જરૂરનો નથી અથવા નિરુપયોગી છે. ઉલ્ટું ઉપરોક્ત પદ્ધતિ માટે એવી ટીકા થતી સભળાય છે કે એ પદ્ધતિ સારી છે પરંતુ વ્યાકરણના પદ્ધતિસરના સ્વતંત્ર અભ્યાસ તરફ એ જે ઉપેક્ષા કેળવે છે તે તેની ખામી છે. વ્યાકરણના ઉંડા અભ્યાસના અભાવે વિદ્યાર્થીનું ભાષાજ્ઞાન જોઇએ તેવું પરિપક્વ થઈ શકતુ નથી. મેટ્રીકની પરીક્ષા પસાર કરી કૉલેજની ઉચ્ચ કેળવણી લેવા ઇચ્છતા વિદ્યાર્થીઓને વ્યાકરણના ઉંડા અભ્યાસનો અભાવ ભાષાના ઉંડા અને ઉચ્ચ પ્રકારનો અભ્યાસ કરવામાં અંતરાયરૂપ જણાય છે. આ વસ્તુ પણ યુનિવર્સીટીના ખ્યાલની બ્હાર નથી. આથી અંગ્રેજી ચોથાથી છઠ્ઠા ધોરણ સુધી વ્યાકરણના પદ્ધતિસરના સ્વતંત્ર અભ્યાસની ગોઠવણ પણ કાયમ રાખેલી છે જેથી કૉલેજની ઉચ્ચ કેળવણી લેનારા વિદ્યાર્થીઓને આગળ જતાં કોઇ જાતની અડચણ વેઠવી ન પડે અને સાથે સાથે મેટ્રીક સુધી જ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓની અનુકુળતા પણ સચવાય. "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા"ની રચનામાં પણ આ ધ્યેય માન્ય રાખેલ છે. વ્યાકરણના સ્વતંત્ર ઉંડા અભ્યાસની અનુકુળતા સાથે સાહિત્ય દ્વારા પણ વિદ્યાર્થીઓને વ્યાકરણનું જ્ઞાન નવી પદ્ધતિ પ્રમાણે આનંદદાયી થઇ શકે તે માટે "પાઇઅ-ગજ્જપજ્જ માળા"ની રચના કરવામાં આવી છે. "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા"માંથી પ્રાપ્ત કરેલ વ્યાકરણનુ સ્વતંત્ર જ્ઞાન તેમાં આપેલા પાઠો દાખલા દૃષ્ટાંતો રૂપે પુરૂં પાડે છે. અન્ય રીતે કહીએ તો એક

વખત વ્યાકરણનો સ્વતંત્ર અભ્યાસ કર્યો પછી "પાઇઅ ગજ્જપજ્જ માળા" વિદ્યાર્થીને પાઠ્યપુસ્તકમાંથી ઉપસ્થિત થતા વ્યાકરણનો ફરીથી સાહિત્ય દ્વારા આધુનિક આનંદદાયક પદ્ધતિએ અભ્યાસ કરવાનો અનુભવ કરાવે છે, જે તેને મેટ્રીકની પરીક્ષા પાસ કરવામાં ઉપયોગી નીવડશે. સાથે સાથે વ્યાકરણના સ્વતંત્ર અભ્યાસનું તેનું જ્ઞાન પણ તાજુ અને આનંદદાયી થશે આ પ્રમાણે ડો. ભાણ્ડારકરની જુની અને આધુનિક નવી પદ્ધતિનો આ પુસ્તકમા સુમેળ સાધવા બનતો પ્રયત્ન કર્યો છે જે અભ્યાસીઓને જરૂર આવકારદાયક થઇ પડશે.

'ગજ્જપજ્જમાળા'ની રચનામાં એક બીજુ પણ ધ્યેય રહેલુ છે. જુદી જુદી સદીઓમાં વપરાતી ભાષાનો પરિચય અને તેનો તફાવત વિદ્યાર્થીઓના ખ્યાલમાં આવી શકે તે માટે બનતા સુધી તેના પાઠો સદીવાર ગોઠવવામાં આવ્યા છે. આ સૂચના મુનિશ્રીને મેં કરેલી અને તેઓ યથાશક્તિ તેને અનુસર્યા છે. કુલ સત્તર પાઠમાથી પાઠ ૨ (શિબિકાવર્ણન), ૩ (ઇંદ્રિયવિષયભાવના), ૫ (પુષ્કરિણીવર્ણન) અને ૧૬ માનો છેવટનો ભાગ (મજ્જવસણદોષ) તેમાં દાખલ કરવા મેં મુનિશ્રીને સૂચવેલું. તે પાઠો વર્ણનાત્મક, ભાવવાહી અને કાલ્પનિક હોઇ અભ્યાસીને વધુ રસપ્રદ અને આનંદદાયી થઇ પડશે. પાઠ ૧૬ માનો છેવટનો ભાગ દારૂનિષેધ (Prohibition) અંગેનો છે જે અત્યારની દારૂનિષેધ પ્રવૃત્તિને અંગે રસપ્રદ નીવડશે. મુનિશ્રીએ પસંદ કરેલા અન્ય પાઠો મંગળમય કથાત્મક અને ઉપદેશાત્મક હોઇ તે પણ વિદ્યાર્થીઓને સારા વિચારો કેળવવા તરફ પ્રેરશે,. 'ગજ્જ-

* આ પુસ્તક પ્રેસમાં છપાતું હતું ત્યારે વિંશતિવિંશતિકા (જે બી. એ. ની પરીક્ષામાં પાઠ્યપુસ્તક તરીકે આવે છે.) વિ. અનેક પુસ્તકોના કર્તા-શ્રીહરિભદ્રસૂરીની એક અપ્રગટ પ્રાકૃત કૃતિ "शाश्वतजिनस्तवन" હાથ આવતાં અને તે મંગળરૂપ હોઈ તેને આ પુસ્તકમાં "निवेदन"ની પછી

પજ્જમાળા'ને અંતે તેમાં આવેલા કઠિન શબ્દોના અર્થ અને પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળાને અંતે આપેલ સંધિના નિયમોનું પરિશિષ્ટ અને શબ્દકોષ પણ વિદ્યાર્થીઓને ઘણા ઉપયોગી થઇ પડશે

ટુંકમાં વિદ્યાર્થીઓની આધુનિક શિક્ષણ પદ્ધતિની દરેક જરૂરીયાતો પુરી પાડવા માટે આ પુસ્તકમાં બનતો પ્રયત્ન કર્યો છે.

'પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા' અને 'ગજ્જપજ્જમાળા' પરત્વે આટલુ લખીને આ પુસ્તકની આમુખ (Foreword)ના લેખક પ્રો૦ અભ્યંકરનો અત્રે આભાર માનવો ઘટે છે. તેઓશ્રીનો નામ નિર્દેશ પૂર્વે કરેલો જ છે. યુનીવર્સીટી, કોલેજો અને હાઇસ્કુલોમાં પ્રાકૃત અને અર્ધમાગધી ભાષાનો અભ્યાસ અને પ્રચાર તેઓશ્રીના પરિશ્રમ અને પ્રોત્સાહનને જ આભારી છે. એક જૈનેતર વિદ્વાને જૈન આગમોની ભાષા માટે જે પરિશ્રમ ઉઠાવેલો છે તે માટે જૈન કોમે તેમનો આભાર માનવો ઘટે છે તેમનો દાખલો લઇ લાગવગવાળા જૈન ગ્રહસ્થો અને સંસ્થાઓએ ગુજરાત અને મુબઇની હાઇસ્કુલોમાં અર્ધમાગધી ભાષા સુંદર પ્રચાર પામે તેવો પ્રયત્ન કરવાની જરૂર છે. પ. શ્રીકસ્તુરવિજયજીની માફક અન્ય મુનિરાજોએ પણ પ્રાકૃત અને અર્ધમાગધીના અભ્યાસની વધુ સરળતા માટે પ્રાચીન વિદ્વાનોના સારા સારા પુસ્તકોનું સંશોધન અને પ્રકાશન હાથ ધરવાની જરૂર છે જેથી ભવિષ્યમાં જૈનસંસ્કૃતિ સારા પ્રચાર અને ઉત્કર્ષને પામશે. 'વિદ્વાનોનો આભાર વિદ્વત્તાથી સારી રીતે માની શકાય છે' એ ન્યાયે "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા"ની આમુખ લખવાનું પ્રો. અભ્યંકરને આમંત્રણ આપી

---

અને પન્યાસ સર્વવિજયગણિકૃત અન્ય અપ્રગટ પ્રાકૃત કૃતિ वर्धमान-जिनस्तवन ('યમક' બદ્ધ અને સરલ પણ ગૂઢાર્થવાહી) પુસ્તકના છેવટના ભાગમા છાપેલ છે વિદ્યાર્થીઓને આ પાઠોનો 'ગજ્જપજ્જમાલા'માં સમાવેશ કરી આ બન્ને અપ્રસિદ્ધ કૃતિઓના અભ્યાસનો પણ લાભ લેવા ભલામણ છે.

અમે તેમની વિદ્વતાની કદર કરવાની આ તક લઈએ છીએ. હર્ષની વાત છે કે તેઓશ્રીએ અમારી વિનતિને માન આપી આ પુસ્તકની આમુખ લખી અમને આભારી કર્યા છે. આશા છે કે "પ્રાકૃતવિજ્ઞાન પાઠમાળા" પ્રાકૃત અને અર્ધમાગધીના અભ્યાસીઓને અતિ ઉપયોગી નીવડશે અને તેના વિદ્વાન લેખક **પન્યાસ શ્રી કસ્તુરવિજયજી** ગણીનો પરિશ્રમ ફળદાયી થશે.

અમદાવાદ
તા. ૪-૪-૪૦

**વાડીલાલ જીવાભાઈ ચોકશી**, એમ. એ.
ભૂતપૂર્વ ફેલો, ગુજરાત કોલેજ,
અમદાવાદ.

# Foreword.

It gives me much pleasure to recommend this handy volume of Prakrita Vijnânapatha-mâla, so ably prepared by Pannyâsa Kasturvijayaji It is a matter highly creditable to the Muni to have known the needs and tastes of the present day students of Ardha-magadhi, studying in the orthodox schools as well as in Arts Colleges Pannyâs Kasturvijayji, is a learned monk, enjoying the privilege of being the pupil of Âchârya Vijayâ Vijnansûri, one of the chief disciples of the well-known great Jain Âchârya Vijaya Nemisûrisvarji, and his deep knowledge and scholarship of the Âgama and Prakrit Literature are well reflected in the present book.

The study of the present volume is expected to give a double advantage Not only it introduces the student to the field of Ardha-magadhi Literature, but it makes him also familiar with the beautiful passages of the Agama Literature. I have seen about a dozen elementary books of this type, but I am glad to note that the present book surpasses all these books in as much as it pre-

sents techniques of grammar in a very lucid and clear manner. The passages at the end styled Pâiagajjapajjamâla are choice passages arranged in the order of chronology, and they are intended to create a genuine taste for Prakrit in the minds of the students.

The undersigned desires that the student world would take with pleasure to the study of the present volume and give encouragement to the author in making further attempts in this direction for the advancement of Ardha-magadhi study.

Gujarat College.
March, 1940.

K. V. Abhyankar,
Professor of Sanskrit
and Ardha-magadhi.

॥ ॐ अर्हं नमः ॥

# પ્રાસંગિક.

આ "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા" હસ્તગત થતાં મતિમાન માનવીના મનમાં સ્વાભાવિક એવી જિજ્ઞાસા ઉદ્ભવે કે–પ્રાકૃત એટલે શું? તેનો સાહિત્યક્ષેત્રમાં કેટલો હિસ્સો? ઇતર ભાષા સાથે કેવો સબંધ? અને તેની કેટલી વિશિષ્ટતા? ઇત્યાદિ આ બાબતમાં નિવેદન રૂપે પ્રસંગોચિત બે બોલ બોલીએ તો તે, સ્થાને જ લેખાશે.

## પ્રાકૃત એટલે શું?

પ્રકૃતિસિદ્ધ જે કોઇ વસ્તુ હોય તે સર્વ પ્રાકૃત કહેવાય છે. પ્રાકૃત શબ્દનો આવો વિસ્તૃત અર્થ હોવા છતાં, અહીં ભાષાપ્રકરણને અંગે ભાષાની સાથે સંબંધ ધરાવનાર પ્રાકૃતશબ્દ લેવાનો છે; માટે તેને નિયમિત અર્થના વર્તુલમાં મુકવો પડશે. અર્થાત્–પ્રકૃતિસિદ્ધ જે ભાષા તે પ્રાકૃત કહેવાય. હવે પ્રકૃતિ એટલે શું? એ જણાવવું બાકી રહે છે. આ વિષયમાં મહાપુરૂષોને અનુમત અર્થ નીચે પ્રમાણે છે

દુનીયાના પ્રાણીમાત્રનો વ્યાકરણાદિથી સંસ્કાર નહિ પામેલો સહજ જે વચનવ્યાપાર તે પ્રકૃતિ કહેવાય છે. અર્થાત્–વ્યાકરણાદિના સંસ્કાર રહિત પ્રાણીનો જે સ્વાભાવિક વચન વ્યાપાર તે પ્રકૃતિ, તેમાં રહેલી અથવા તે જ જે ભાષા, તેનું નામ પ્રાકૃત કહેવાય. આનો અર્થ એવો નથી લેવાનો કે–વ્યાકરણાદિના સંસ્કાર રહિત પ્રાણીઓનો હરકોઇ વચનવ્યાપાર તે પ્રાકૃત કહેવાય; પરંતુ પ્રાકૃતભાષાના શબ્દો સંસ્કાર આપ્યા શિવાય પણ આબાલગોપાલ બોલી શકાય છે, તેમ સમજવાનું છે. જેમકે કોઇ બાળકને કહીએ કે 'સચ્ચં વદ', એટલે તે તુરત તેમજ બોલી શકશે, તેને કદાચ 'સત્યં વદ' એમ કહેવા જઇશું તો પણ તે 'સચ્ચં વદ' એમ સહજ બોલી જશે.

- આ પ્રાકૃતની વ્યુત્પત્તિઓ, અનેક રીતે વિદ્વાનો કરી ગયા છે,

છતાં ઉપર્યુક્ત અર્થને તેઓ સહમત રહે છે. યદ્યપિ કોઈ કોઈ સ્થળે પ્રકૃતિનો અર્થ સંસ્કૃત કરેલ છે, છતાં પણ ઉપર્યુક્ત અર્થને તે બાધક નથી, કારણ કે તે તે સ્થળમા સંસ્કૃત પરથી પ્રાકૃત શીખવવાનું હોવાથી, તેવો અર્થ લેવાનો છે. અર્થાત્-સંસ્કૃતમાં અમુક અમુક પ્રકારનો ફેરફાર કરવાથી, એટલે કે સંસ્કાર ખેંચી લેવાથી પ્રાકૃતનો પ્રકાશ જોઈ શકાય છે.

**પ્રાકૃતની વ્યુત્પત્તિઓ**—કવિ રૂદ્રટકૃત કાવ્યાલંકાર ઉપર શ્રી નમિસાધુવિરચિત ટિપ્પન (પૃષ્ટ-૨૧૨)માં પ્રાકૃતની બે પ્રકારે વ્યુત્પત્તિ કરેલ છે. જુઓ, આ રહ્યાં તે વચનો—

"**सकलजगज्जन्तूनां व्याकरणादिभिरनाह(हि)तसंस्कारः सहजो वचनव्यापारः प्रकृतिः, तत्र भवं सैव वा प्राकृतम्।**" વ્યાકરણ વગેરેથી સંસ્કારને નહિં પામેલો, જગતના સકલ જન્તુઓનો જે સ્વાભાવિક વચનવ્યાપાર તે પ્રકૃતિ કહેવાય, અને આવા પ્રકારની પ્રકૃતિમાં જે હોય, તે પ્રાકૃત કહેવાય, અથવા તો તે પ્રકૃતિ પોતે જ પ્રાકૃત કહેવાય. આ પ્રાકૃતની એક પ્રકારની વ્યુત્પત્તિ થઈ. બીજી આ પ્રમાણે—"**आरिसवयणे सिद्धं देवाणं अद्धमागहा वाणी-इत्यादि वचनाद्वा प्राक् पूर्वं कृतं प्राकृतम्**" આર્ષવચનમાં સિદ્ધ દેવોની અર્ધમાગધી ભાષા હોય છે, વગેરે વચનને આધારે '**प्राक्+कृत**' પ્રાક્-પૂર્વે કરેલુ હોય તે પ્રાકૃત કહેવાય છે.

પ્રાકૃતની, અન્ય એવી પણ વ્યુત્પત્તિઓ મળે છે કે—

"**प्रकृत्या स्वभावेन सिद्धं प्राकृतम्, अथवा प्रकृतीनां साधारणजनानामिदं प्राकृतम्**" અર્થ:-પ્રકૃતિથી-સ્વભાવથી સિદ્ધ જે હોય તે પ્રાકૃત કહેવાય છે, અથવા પ્રકૃતિ એટલે સાધારણ જન, સંબંધી-જે આ (ભાષા), તે પ્રાકૃત કહેવાય છે.

### પ્રાકૃત સાહિત્યની બહુલતા.

પ્રાકૃતમાં જિનાગમ-જૈનોનાં પરમપવિત્ર આગમો, જેવાં કે—

ઉત્તરાધ્યયનાદિ કાલિકશ્રુત, દશવૈકાલિક પ્રમુખ ઉત્કાલિકશ્રુત અને આચારાંગ આદિ અગ્યાર અંગ; જેની રચનામાં પણ પ્રાકૃત-ભાષાની પસંદગી કરવામા આવી છે. આ પસંદગી પણ વિશેષ લાભની દૃષ્ટિએ યોજાએલી છે. જુઓ આગમોક્ત આપ્તવચન—

"मुत्तूण दिट्ठिवायं कालिय-उक्कालियगसिद्धंतं ।
थी-बालवायणत्थं पाइयमुइयं जिणवरेहिं ॥१॥"

ભાવાર્થ.—સ્ત્રીજાતિ અને ક્ષુલ્લકવર્ગ, સહેલાઇથી વાચનાનો લાભ મેળવી શકે એવા મુદ્દાથી, કાલિક ઉત્કાલિક અને દૃષ્ટિવાદ-શિવાયના અંગ-રૂપ સિદ્ધાંતને જિનેશ્વરોએ પ્રાકૃતમાં કહેલો છે. યદ્યપિ,-"अद्धमागहाए भासाए भासति अरिहा"[औपपातिकसूत्र –૫૦૭૭] "अत्थं भासइ अरिहा सुत्तं गंथंति गणहरा निउणं", [आवश्यकसूत्र, पृ. ६८]

"पोराणमद्धमागह-भासानियय हवइ सुत्तं" ઇત્યાદિ આગમવચનો હોવાથી જિનેશ્વરદેવો અર્ધમાગધી ભાષામાં આગમાર્થ કહે છે, અને ગણધરો તેમાં ગુંથે છે, છતાં પણ તેની પ્રાકૃતતા તો અબાધિત જ રહે છે. કારણ કે અર્ધમાગધીભાષાને આર્ષપ્રાકૃતમા ગણવામાં આવી છે, જુઓ- કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ મહારાજનાં વચનો—

"अत एत्सौ पुंसि मागध्याम्" (८. ४. २८७)

यदपि 'पोराणमद्ध-मागह-भासा-नियय़ं हवइ सुत्तम्' इत्यादिनार्षस्य अर्द्धमागधभाषानियतत्वमाम्नायि वृद्धैस्तदपि प्रायोऽस्यैव विधानान्न वक्ष्यमाणलक्षणस्य ॥

ઉપર્યુક્ત વચનોથી સ્પષ્ટ થાય છે કે-અર્ધમાગધી એ આર્ષ-પ્રાકૃત છે. આર્ષ એટલે 'ऋषीणामिदमार्षम्'. એટલે કે-ઋષિઓ સંબધી-ગણધર વગેરે મહાપુરૂષો સંબધી જે આ (વચનો) તે આર્ષ કહેવાય છે.

**પ્રાકૃતમાં જિનાગમના વિવેચક ગ્રંથો**—જિનાગમ ઉપરની નિર્યુક્તિ ભાષ્ય-અને ચૂર્ણિ વગેરે વિવેચક ગ્રંથો પણ પ્રાકૃતભાષામાં

રચાયેલા છે, જેનું જિનાગમના વિવેચક ગ્રંથોમાં અગ્રસ્થાન છે, એટલુ જ નહિં કિંતુ આગમગ્રંથ જેટલું મહત્વ તેને અપાયેલ છે.

**પ્રાકૃતમાં વિવિધ જૈન ગ્રંથો**—જૈનોના વિવિધ ગ્રંથોએ પ્રાકૃત ક્ષેત્રમાં અનોખુ સ્થાન મેળવ્યુ છે. જેવા કે–પ્રકરણો, કુલકો, કથાનકો યા ચરિત્રગ્રથો, પ્રકીર્ણકો–જુદા જુદા વિષયના સંગ્રહરૂપ ગ્રંથો, વૈદ્યક, અષ્ટાંગનિમિત્ત, જ્યોતિષ વગેરે.

જૈન દર્શનની શ્રુતસર્વસ્વમયી દ્વાદશાંગીના બીજકરૂપ જે ત્રણ વચનો, શ્રીતીર્થંકર દેવોએ લબ્ધિવન્ત ગણધર ભગવન્તોને સમર્પ્યાં હતાં, અને જેનાથી ગુણવંત ગણધરોએ દ્વાદશાગીની રચના કરી હતી, અને જે 'ત્રિપદી' નામથી જગતમાં ઓળખાય છે, તેની ભાષા પણ પ્રાકૃત જ પસંદ કરવામાં આવી છે જુઓ આ રહી તે ત્રિપદી "**उव्वज्जेइ वा, विगमेइ वा, धुवेइ वा.**"

વધારે શુ કહીએ, પ્રાકૃતભાષામાં ગદ્ય અને પદ્યમય એટલા બધા ગ્રંથો છે કે–જેની સુચિ આપવા જઇએ તો, તેનું એક સ્વતંત્ર વિસ્તૃત પુસ્તક બની જાય, છતાં પણ તેનો આછો ખ્યાલ આવે, તે ખાતર કેટલાંક નામો આપવામા આવે છે. જેવાં કે—

| | | | |
|---|---|---|---|
| મહાવીરચરિય. | (શ્રી ગુણચંદ્ર ગણિકૃત, | પદ્ય. ગ્રંથપ્રમાણ– | ૧૨૦૦૦) |
| પઉમચરિય. | (શ્રી વિમલસૂરિકૃત | ,, ,, | ૧૦૦૦૦) |
| સમરાઇચ્ચકહા. | (શ્રી હરિભદ્રસૂરિકૃત ગદ્ય. | ,, | ,, ) |
| સુરસુંદરીચરિય | (શ્રી ધનેશ્વરસાધુકૃત. પદ્ય. | ,, | ૪૦૦૦) |
| સુપાસનાહચરિય | (શ્રી લક્ષ્મણગણિકૃત. ,, | ,, | ૧૦૦૦૦) |
| કુમારપાલપ્રતિબોધ. | (શ્રી સોમપ્રભાચાર્યકૃત. ગદ્યપ્રાયઃ | ,, | ૮૮૦૦) |

આ ઉપરાંત શ્રી સંઘદાસગણિકૃત ગદ્યમય વિસ્તીર્ણ ગ્રંથ 'વસુદેવહિંડી', કુમારપાલચરિત્ત, સિરિસિરિવાલકહા' ઈત્યાદિ ઉપલબ્ધ અનેક જૈન પ્રાકૃત ગ્રંથો પ્રાકૃતભાષાની મહત્તા પ્રદર્શિત કરી રહ્યા છે.

**જૈનેતર કાવ્યગ્રંથોમાં પ્રાકૃતનું સ્થાન**—કવિવત્સલહાલ

કૃતા-ગાથાસપ્તશતી, પ્રવરસેનકૃત-સેતુબંધ (રાવણવહો), વાક્‌પતિરાજ-કૃત-ગઉડવહો તથા મહુમહવિજય, રાજશેખરકૃત-કર્પૂરમંજરીસટ્ટક, આનન્દવર્ધનકૃતા-વિષમબાણલીલા, ભૂષણભટ્ટપુત્રકૃતા લીલાવતીકથા... વગેરે જૈનેતર વિદ્વાનોના અનેક કાવ્યો પ્રાકૃતમાં અસ્તિત્વ ધરાવે છે.

પ્રાકૃતભાષાના વ્યાકરણ ગ્રંથો--

| જૈન | અજૈન |
| --- | --- |
| ચંડકૃત-પ્રાકૃતલક્ષણ. | પાણિનિકૃત-પ્રાકૃતલક્ષણ* |
| ત્રિવિક્રમદેવકૃત-પ્રાકૃતાનુશાસન. | વરરુચિકૃત-પ્રાકૃત-પ્રકાશ |
| શ્રીહેમચન્દ્રસૂરિકૃત-પ્રાકૃતવ્યાકરણ (આ વ્યાકરણ, ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની વિનંતિથી કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ મહારાજે રચેલા 'સિદ્ધહેમશબ્દાનુશાસન' નામના વ્યાકરણના આઠમા અધ્યાય તરીકે રચાયેલ છે. જેમાં પ્રાકૃત આદિ ૭ ભાષાનું વિજ્ઞાન કરાવ્યું છે) | હૃષિકેશકૃત-પ્રાકૃતવ્યાકરણ |
| | માર્કંડેયકૃત-પ્રાકૃતસર્વસ્વ |
| | ક્રમદીશ્વરકૃત-સંક્ષિપ્તસાર પ્રાકૃત-વ્યાકરણ. |
| | લક્ષ્મીધરકૃત-ષડ્‌ભાષાચન્દ્રિકા. |

વગેરે અનેક જૈન તેમજ અજૈન વ્યાકરણ ગ્રંથો પ્રાકૃતભાષાનું વિજ્ઞાન મેળવવામાટે મોજુદ છે.

પ્રાકૃતકોશો—જાતે બ્રાહ્મણ છતાં સમજણપૂર્વક જૈનધર્મ સ્વીકારનાર પરમાર્હત મહાકવિ ધનપાલવિરચિત 'પાઇઅલચ્છી નામમાલા' તથા કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત 'દેશી નામમાલા' વગેરે પ્રાકૃતશબ્દોનો સુંદરબોધ આપવા માટે પ્રાકૃતકોષો પણ અસ્તિત્વ ધરાવે છે.

* યદ્યપિ પાણિનિકૃત 'પ્રાકૃતલક્ષણ' હજુ સુધી આપણને ઉપલબ્ધ થયું નથી, છતાં પણ શ્રી મલયગિરિ મહારાજ, શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજ તથા કેદારભટ્ટ વગેરેના ઉલ્લેખો દ્વારા, તેનું એક સમયનું અસ્તિત્વ મનાય છે.

પ્રાકૃતછંદોના ગ્રંથો—ગાથાલક્ષણ, નંદિતાઢ્ય, સ્વયંભૂછંદ, પ્રાકૃતપિંગલ, વિરહાંકકવિકૃત-(પ્રાકૃત) છંદોવિચિતિ-(જે 'કવિસિદ્ધ વિત્તજાઇસમુચ્ચય' એવા નામથી ઓળખાય છે), તથા શ્રી હેમચંદ્રાચાર્યકૃત છંદોનુશાસન-વગેરે.

ઉપર કરાવેલા દિગ્દર્શન ઉપરથી સમજી શકાશે કે પ્રાકૃત-સાહિત્યની કેટલી બહુલતા છે.

## પ્રાકૃતમાંથી અન્યભાષાઓનો જન્મ યા ઇતરભાષારૂપે પ્રાકૃતનો પરિણામ.

જેમ એકજ વર્ષાદનું જલ, સ્થાનભેદથી વિવિધભેદવાળું બને છે તેમ એકજ પ્રાકૃતભાષા સ્થાનભેદથી અને સંસ્કૃત આદિ વિવિધ ભાષાભેદને પામે છે. જુઓ શ્રી નમિસાધુનાં વચનો—

"मेघनिर्मुक्तजलमिवैकस्वरूपं तदेव च देशविशेषात् संस्कारकरणाच्च समासादितविशेषं सत् संस्कृताद्युत्तरविभेदानाप्नोति। अत एव शास्त्रकृता प्राकृतमादौ निर्दिष्टम्, तदनु संस्कृतादीनि। पाणिन्यादिव्याकरणोदितशब्दलक्षणेन संस्करणात् संस्कृतमुच्यते। तथा प्राकृतभाषैव किञ्चिद्विशेषलक्षणान्मागधिका भण्यते। तथा प्राकृतमेव किञ्चिद्विशेषात् पैशाचिकम्। सू(शौ)रसेन्यपि प्राकृतभाषैव। तथा प्राकृतमेवापभ्रंशः॥"

(કવિ રૂદ્રટકૃત કાવ્યાલંકાર પર નમિસાધુકૃત ટિપ્પન પૃ. ૨૧૨)

ભાવાર્થ—એક સ્વરૂપવાળા મેઘનિર્મુક્ત જળની જેમ, તે એક જ પ્રાકૃત, સ્થાન વિશેષ અને સંસ્કાર વિશેષથી વિશેષતા પામી, સંસ્કૃત આદિ ઉત્તર ભેદોને પામે છે. અર્થાત્ તેનું તે જ પ્રાકૃત, સંસ્કૃતાદિ સ્વરૂપ બની જાય છે. આટલા જ કારણથી, એટલે કે પ્રાકૃત એ સર્વનું મૂળ હોવાથી ગ્રંથકાર રૂદ્રટે વ્યાકરણની શરૂઆતમાં પ્રથમ પ્રાકૃત જ બતાવેલ-છે. પાણિનિ વગેરેના વ્યાકરણમાં કહેલ જે

સૂત્રો, તેના સંસ્કાર આપવાથી, તે પ્રાકૃત સંસ્કૃત બની જાય છે. તે રીતે તે જ પ્રાકૃત, વિશેષ વિશેષ સંસ્કારો આપવાથી માગધી પૈશાચિકી સૌરશેની અને અપભ્રંશ થાય છે.

આ બાબતમાં કવિરાજ વાક્પતિરાજ, ગઉડવહો નામના પ્રાકૃત-કાવ્યમાં ખુલ્લે ચોકે ખુલ્લા દિલથી જણાવે છે કે—

**"सयलाओ इमं वाया विसंति पत्तो य णेंति वायाओ।
एन्ति समुद्दं चिय णेन्ति सायराओ च्चिय जलाइं॥"**

ભાવાર્થ—સઘળાં પાણી જેમ સમુદ્રમાં પેસે છે અને સમુદ્ર-માંથી નીકળે છે, તેમ સઘળી વાણી (સકલ ભાષાઓ), પ્રાકૃતમા પેસે છે અને પ્રાકૃતમાંથી નીકળે છે,

**"यद् योनिः किल संस्कृतस्य"** આ વચનો ઉચ્ચારી, કવિ રાજશેખર પણ જણાવે છે કે—હુ ખાત્રીપૂર્વક કહું છુ કે પ્રાકૃત એ સંસ્કૃતનુ ઉત્પત્તિ સ્થાન છે.

કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રસૂરિ મહારાજ જેવા પણ સ્વોપજ્ઞ કાવ્યાનુશાસનમાં જૈની વાણીની સ્તુતિ કરતાં જણાવે છે કે—

**"सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे"** એટલે કે—સકલ-ભાષાઓમાં પરિણામ પામનારી જૈની વાણી (કે જે અર્ધ માગધી હોય છે અને આર્ષપ્રાકૃત કહેવાય છે તે)ની અમો ઉપાસના કરીએ છીએ.

ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે—પ્રાકૃતભાષા એ સર્વ ભાષાઓનું મૂળ છે તથા તેજ પ્રાકૃત, સંસ્કાર વિશેષ પામવાથી સંસ્કૃત વગેરે અન્ય ભાષાઓ રૂપે પરિણમે છે.

## પ્રાકૃતનિધાનમાં રહેલી અપૂર્વ ઝવેરાતો.

અકૃત્રિમતા—સ્વાદુતા—અકૃત્રિમસ્વાદુતા—સરલતા—કોમલતા—લલિતતા—મહિલામનોવલ્લભતા—રાજપ્રિયતા—સૂક્તિસાગરતા—લાટપ્રિયતા —

—મનોહરતા પ્રમુખ અપૂર્વ ઝવેરાતોનો ખજાનો કોઇ પણ હોય તો પ્રાકૃત ભાષા છે.

અકૃત્રિમતા=વ્યાકરણ વગેરેના સંસ્કારથી નિરપેક્ષ સ્વભાવસિદ્ધતા.

સ્વાદુતા=શ્રોતૃવર્ગના કર્ણયુગલમાં મધુરરસોત્પાદકતા

અકૃત્રિમસ્વાદુતા=પ્રકૃતિસિદ્ધ મધુરતા યા નૈસર્ગિક મધુર-રસપોષકતા.

આ વિષયને પુરવાર કરતાં આપ્તસુભાષિતો—

" अकृत्रिमस्वादुपदां, परमार्थाभिधायिनीम् ।
सर्वभाषापरिणतां, जैनीं वाचमुपास्महे ॥१॥"

ભાવાર્થ:—કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજ, સ્વોપજ્ઞ કાવ્યાનુશાસનમાં શ્રી જિનવાણીની સ્તુતિ કરતાં બોલ્યા છે કે— અકૃત્રિમ=કૃત્રિમતાને નહિ પામેલ, સ્વાભાવિક, પદે પદે મધુરતાને ધારણ કરનારી, પરમ અર્થને પ્રતિપાદન કરનારી અને સકલ ભાષાઓમાં પરિણામ પામેલી, એવી જૈની વાણીની અમે ઉપાસના કરીએ છીએ.

યાયાવરીય કવિ રાજશેખર બાલરામાયણમાં પ્રાકૃતને પ્રકૃતિ મધુર તરીકે વર્ણવે છે—"गिरः श्रव्या दिव्या प्रकृतिमधुराः प्राकृत-धुरः" સાંભળવા લાયક દિવ્ય અને પ્રકૃતિમધુર, એવી પ્રાકૃત આદિ વાણી છે.

મહારાજા કવિવત્સલહાલ, પ્રાકૃતકાવ્યના માધુર્ય માટે પોતાની ગાથાસપ્તશતીમાં જણાવે છે કે—

" अमयं पाइयकव्वं पढिउं सोउं च जे न जाणन्ति ।
कामस्स तत्ततत्तिं कुणंति ते कह न लज्जंति ॥"

(ગાથા સપ્તશતી. ગા–૨)

ભાવાર્થ:—જેઓ અમૃત જેવા મધુર પ્રાકૃત કાવ્યને ભણતા યા સાંભળતા નથી અને કામતત્ત્વની ચિંતના કર્યા કરે છે, તેઓ લજ્જાને કેમ પામતા નથી?

સરલતા=પ્રાકૃતમાં રહેલ સુબોધતા–સુખગ્રાહ્યતા–આહ્લાદિબોધકારિતા યા સુકરતા, ક્યા માનસને આકર્ષતી નથી?

પ્રાકૃતની આહ્લાદિબોધકારિતા માટે જુઓ વિદ્વદ્વર્ય સિદ્ધર્ષિગણિનાં સુભાષિતો–

"बालानामपि सद्बोधकारिणी कर्णपेशला।
तथापि प्राकृता भाषा, न तेषामपि भासते॥"

( ઉપમિતિભવપ્રપંચકથા પીઠબંધ–શ્લોક ૫૧ ).

ભાવાર્થ.—બાળજીવોને પણ સુંદર સદ્બોધ કરાવનારી અને કાનને રૂચે તેવી પ્રાકૃત ભાષા છે, છતા પણ દુર્વિદગ્ધોને તે રૂચતી નથી.

હવે પ્રાકૃતની સુબોધતા માટે શ્રી મહેશ્વરસૂરિ મહારાજનાં વચનો જોઈએ—

"सक्कयकव्वसत्थं जेण न याणंति मंदबुद्धिया।
सव्वाणवि सुहबोहं तेणेमं पाइय रइयं॥"

[ પંચમી માહાત્મ્ય ]

ભાવાર્થઃ–શ્રી મહેશ્વરસૂરિ મહારાજ પચમી માહાત્મ્યની કથાને પ્રાકૃતમાં રચવાનો મુદ્દો જણાવતાં કહે છે કે—મંદ બુદ્ધિવાળા મનુષ્યો સંસ્કૃત કાવ્યના અર્થને જાણી શકતા નથી. અર્થાત્ અલ્પબુદ્ધિ જીવોને સંસ્કૃતમાં રચેલા કાવ્યોના અર્થો લગાડવા ઘણા કઠીણ પડે છે અને પ્રાકૃતકાવ્યમાં તેવું નથી, માટે અલ્પમતિ સ્ત્રી બાલ અને બાલિકાદિ સર્વને પણ સુખેથી બોધ કરી શકે તેવુ–સહેલાઈથી સમજાય તેવું આ પ્રાકૃત રચ્યુ છે.

કોમલતા=પ્રાકૃતકાવ્યમાં રહેલી સુકોમળતા–મૃદુતાં કમલદલનુ ભાન કરાવે તેવી છે. યાયાવરીય કવિરાજશેખર, કર્પૂરમંજરી સટ્ટકમાં પ્રાકૃતરચનાની સુકોમલતાના સબંધમાં જણાવે છે કે—

"परुसो सक्कअबंधो पाउअबंधोवि होइ सुउमारो।
पुरिसाणं महिलाणं जेत्तियमिहंतरं तेत्तियमिमाणं॥"

ભાવાર્થઃ—સંસ્કૃતરચના જ્યારે કઠોર હોય છે, ત્યારે પ્રાકૃતરચના સુકુમાર યાને કોમળ હોય છે કઠોરતા અને સુકુમારતામાં જેટલું અંતર પુરૂષ અને સ્ત્રી વચ્ચેનુ છે, તેટલુ જ અંતર આ બે ભાષાના સબંધમાં પણ સમજવુ.

વજ્જાલગ્ગ નામના પ્રાકૃત સુભાષિત સંગ્રહમાં એક કવિ તો ત્યાં સુધી જણાવે છે કે—

"पाइयकव्वुल्लावे पडिवयण सक्कएण जो देइ।
सो कुसुमसत्थरं पत्थरेण अवुहो विणासेइ ॥१॥"

ભાવાર્થ—પ્રાકૃતકાવ્યના ઉલ્લાપ પ્રસંગે, જે કોઇ સંસ્કૃતથી પ્રત્યુત્તર આપે છે, તે મૂર્ખ ખરેખર કુસુમની કોમળ શય્યાને પત્થરથી છુંદી નાખવા જેવુ કૃત્ય કરે છે.

લલિતતા=પ્રાકૃતમાં રહેલ લાલિત્ય-સૌંદર્ય કયા માનસને રંજિત નથી કરતુ ?

"ललिए महुरक्खरए जुवइयणवल्लहे ससिंगारे।
संते पाइयकव्वे को सक्कइ सक्कयं पढिउं ? ॥"

( વજ્જાલગ્ગ નામનો પ્રાકૃત પદ્યસંગ્રહ )

ભાવાર્થઃ—લલિત, અક્ષરોના માધુર્યવાળું, યુવતિવર્ગને વહાલુ તેમજ શૃંગારવાળું પ્રાકૃતકાવ્ય જ્યાં મોજુદ છે, ત્યાં સંસ્કૃત ભણવાની કોણ ઇચ્છા કરે ?

મહિલામનોવલ્લભતા=પ્રાકૃતમાં સ્ત્રીહૃદયની પ્રેમાળુતા રહેલી છે, જેને અંગે કવિજનોએ 'जुवईयणवल्लह' વિશેષણ વાપરી સ્પષ્ટ કરેલ છે કે-પ્રાય. પ્રાકૃતકાવ્ય સ્ત્રી વર્ગને બહુ પ્રિય હોય છે.

કવિરાજશેખર પણ જણાવે છે કે—

"यद् योनिः किल संस्कृतस्य सुदृशां जिह्वासु यन्मोदते"

એટલે, પ્રાકૃત એ સંસ્કૃતનું ઉત્પત્તિસ્થાન છે, અને સ્ત્રીઓની જિહ્વામાં

આનંદને પામે છે; તથા 'स्त्रीणां तु प्राकृतं प्रायः' એ વચન પણ મહિલા-મનોવલ્લભતા પ્રદર્શિત કરે છે.

રાજપ્રિયતા=સ્વતંત્ર વિચાર શ્રેણીવાળા રાજાઓનો પણ પ્રાકૃત ઉપર અસીમ પ્રેમ હતો. રાજકવિ યાયાવરીય-રાજશેખર, કાવ્ય-મીમાંસામાં પ્રાકૃત તરફની નૃપમાન્યતાને નીચે પ્રમાણે પ્રદર્શિત કરે છે—

"श्रूयते च सूरसेनेषु कुविन्दो नाम राजा, तेन परुष-संयोगाक्षरवर्जमन्तःपुर एवेति समानं पूर्वेण।

[ કાવ્યમીમાંસા પૃ. ૫૦ ]

श्रूयते च कुन्तलेषु सातवाहनो नाम राजा। तेन प्राकृत-भाषात्मकमन्तःपुर एवेति समानं पूर्वेण।

[ કાવ્યમીમાંસા પૃ. ૫૦ ]

ભાવાર્થ—સંભળાય છે કે—સૂરસેનદેશમાં કુવિંદ નામનો રાજા હતો. તેણે પરુષાક્ષરો અને સંયુક્તાક્ષરો શિવાયના અક્ષરોદ્વારા પોતાના અંતેઉરમાં ભાષાનિયમ પ્રવર્તાવ્યો હતો.

વળી સંભળાય છે કે—કુંતલદેશમાં સાતવાહન નામનો રાજા થયો હતો. તેણે પોતાના અંતેઉરમાં પ્રાકૃતભાષાત્મક નિયમ પ્રવર્તાવ્યો હતો

દક્ષિણ મહારાષ્ટ્રના સાર્વભૌમ પ્રતાપી કવિવત્સલ હાલ મહા-રાજાએ, હાર તથા વેણીદંડ વગેરેના વર્ણનવાળી ચાર ગાથાઓને દશ ક્રોડથી અને અન્ય ચાર ગાથાઓને નવ ક્રોડથી, ગાથાસપ્તશતીમાં સંગ્રહીત કરી હતી.

કવિવત્સલ હાલથી બહુમાનને પામેલા શ્રી પાદલિપ્તસૂરિ મહારાજે, રસિક મનોહર તેમજ વિસ્તારવાળી 'તરંગવતી' નામની જે કથા રચી હતી, તે કથા તે જ રાજાના રાજદરબારમાં વિદ્વાનોની મેદની સમક્ષ (વાંચી) સંભળાવી હતી, અને જેની અનેક મહાકવિઓએ મુક્તકંઠે પ્રશંસા પણ કરી હતી.

પ્રવરસેન નિમિત્તે રાજા વિક્રમની આજ્ઞાથી 'સેતુબંધ' નામનું પ્રાકૃત મહાકાવ્ય કાલિદાસે રચ્યું હતું

રાજા મહેંદ્રપાલાદિના રાજગુરૂ કવિ રાજશેખરે 'પ્રાકૃતસટ્ટક' -આદિની રચના કરી હતી, અને રાજા તરફથી સારા સન્માનને પામ્યા હતા.

મહારાજા ભોજદેવના સરસ્વતીકંઠાભરણમાં એવું સૂચન છે કે- **"केऽभुवन् नाढ्यराजस्य राज्ये प्राकृतभाषिणः"** એટલે-આઢ્યરાજના રાજ્યમાં કોણ કોણ પ્રાકૃત બોલનાર ન હતું? અર્થાત્ તેના રાજ્યમાં પ્રાકૃતભાષાના બોલનારા ઘણા માનવો હતા.

મહારાજા યશોવર્મા પાસે સ્વાશ્રિત વાક્પતિરાજ નામનો સામન્ત હતો, જે કવિરાજની ખ્યાતિ પામ્યો હતો, તેણે પોતાના સ્વામીની કીર્તિ રૂપ 'ગૌડવહો' નામનું પ્રાકૃત મહાકાવ્ય રચ્યું હતું.

ઉપર્યુક્ત પ્રમાણો ઉપરથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે- પ્રાચીન કાળના રાજા મહારાજાઓનો પ્રાકૃત ભાષા તરફ કેવો પ્રેમ હતો.

**સૂક્તિ સાગરતા**=પ્રાકૃતભાષા, એ સૂક્તિઓનો અર્થાત્ સુભાષિતોનો મહાસાગર છે આ બાબતમાં પ્રાચીન કવિઓએ પ્રકટ રીતે ઉચ્ચાર્યું છે કે—

**"महाराष्ट्राश्रयां भाषां, प्रकृष्टं प्राकृतं विदुः ।**
**सागरः सूक्ति-रत्नानां, सेतुबन्धादि यन्मयम् ॥**

( કવિંદ દંડીકૃત-કાવ્યાદર્શ ).

ભાવાર્થ-મહારાષ્ટ્રના આશ્રયને પામેલી ભાષાને, વિદ્વાનો પ્રકૃષ્ટ પ્રાકૃત કહે છે, કે જે સૂક્તિરૂપ-સુભાષિતો રૂપ રત્નોનો સાગર છે અને જે પ્રાકૃતભાષામાં સેતુબંધ વગેરે કાવ્યો પણ રચાયા છે.

**લાટપ્રિયતા**-લાટદેશના લોકોનો પ્રાકૃતભાષા ઉપર અપૂર્વ પ્રેમ

હતો. જુઓ, આ વિષયને પ્રતિપાદન કરતાં યાયાવરીય કવિરાજશેખરનાં બાલરામાયણસ્થ વચનો–

"यद् योनिः किल संस्कृतस्य सुदृशां, जिह्वासु यन्मोदते।
यत्र श्रोत्रपथावतारिणि कटु-र्भाषाक्षराणां रसः॥
गद्यं चूर्णपदं पदं रतिपते-स्तत् प्राकृतं यद्वच-
स्ताँल्लाटाँल्ललिताङ्गि! पश्य नुदती दृष्टेर्निमेषव्रतम्॥"

[ કવિરાજશેખરના બાલ રામાયણમાં (૧,૧૧; પૃ૦ ૪૯) ]

ભાવાર્થ–જે (પ્રાકૃત) સંસ્કૃતનું ઉત્પત્તિસ્થાન છે, જે સુંદર નયનવાળી સુંદરીઓની જિહ્વામાં હર્ષ પામે છે, જે શ્રવણગોચર થતાં અન્ય ભાષાના અક્ષરોનો રસ કર્ણકટુ લાગે છે, તેમજ ગદ્ય અને ચૂર્ણપદમય જે પ્રાકૃત રતિપતિનું સ્થાન છે, તેવા પ્રાકૃતને બોલનારા લાટદેશવાસી લોકોને, હે લલિત અંગોવાળી સુંદરી! તું તારા અનિમેષ નયને નિહાળ.

આ બાબતમા પુનઃ તે જ યાયાવરીય કવિરાજશેખર, કાવ્યાદર્શમાં જણાવે છે કે—

"पठन्ति लटभं लाटाः, प्राकृतं संस्कृतद्विषः।
जिह्वया ललितोल्लाप-लब्धसौन्दर्यमुद्रया॥"

ભાવાર્થ–સંસ્કૃતદ્વેષી લાટદેશવાસી લોકો, લલિતઉલ્લાપ કરવામાં "સૌંદર્ય" બિરૂદને પામેલી જીભવડે, સુંદર પ્રાકૃત બોલે છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, એક સમયે લાટદેશની વિશિષ્ટ ભાષા પ્રાકૃત જ હતી.

મનોહરતા–પ્રાકૃતકાવ્યની મનોહરતા યાને સુંદરતાને અંગે, વરરૂચિના પ્રાકૃતપ્રકાશ પર પદ્યવૃત્તિ રચનાર વિદ્વાન્ જણાવે છે કે—

"अहो तत् प्राकृतं हारि, प्रियावक्त्रेन्दुसुन्दरम्।
सूक्तयो यत्र राजन्ते सुधानिःष्यन्दनिर्भराः॥

ભાવાર્થ:-અહો ! પ્રિયાના મુખરૂપ ચંદ્રના જેવું સુંદર તે પ્રાકૃત મનોહર છે એટલું જ નહિ કિંતુ તેમાં અમૃત જેવી રસભરપુર સૂક્તિઓ શોભી રહી છે.

દિગ્દર્શનરૂપે ઉપર દર્શાવેલ ઝવેરાતો ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે-પ્રાકૃત એ અપૂર્વ દિવ્ય ઝવેરાતોની અનોખી ખાણ છે.

## પ્રાકૃતની મહત્તાનો ઉપસંહાર

ઉપર્યુક્ત પ્રમાણો ઉપરથી, સુજ્ઞ વાચક મહાશય સમજી શક્યા હશે કે-સકલજનવલ્લભ, અકૃત્રિમ, પ્રકૃતિવત્સલ, સ્વાદુ તેમજ આ-બાલગોપાલ સુબોધકારિણી ભાષા કોઈ પણ હોય તો, પ્રાકૃતભાષા જ છે.

યદ્યપિ આપણા પરમપવિત્ર આર્યાવર્તની પ્રાચીનમા પ્રાચીન, બે ભાષાઓ છે. એક પ્રાકૃત અને બીજી સંસ્કૃત. આ બે ભાષાઓ ભારતવર્ષનુ નિર્મળ નયનયુગળ છે બન્નેનો સાહિત્યક્ષેત્રમાં બહોળો ફાળો છે, છતાં પણ પ્રાચ્ય આર્યસંસ્કૃતિ સમજવા માટે જેટલી જરૂરત સંસ્કૃતની છે, તેટલીજ બલ્કે તેથી અધિક આવશ્યકતા, પ્રાચીન આર્યપ્રકૃતિ સમજવા માટે પ્રાકૃતની છે.

બાળક હોય કે બાળિકા હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, રાજા હોય કે રંક હોય, મૂર્ખ હોય કે પંડિત હોય, તમામ આલમને માનીતી વિશ્વવત્સલ, તેમજ વિશાળ સમુદાય ઉપર ઉપકાર કરનારી ભાષા કોઈ પણ હોય, તો તે પ્રાકૃતભાષા છે.

પ્રાકૃત (ભાષા)ની વિશિષ્ટતાઓ તથા ઉપયોગિતાનું દિગ્દર્શન કરી આવ્યા. હવે, આપણે પ્રસ્તુત "પ્રાકૃતવિજ્ઞાન પાઠમાળા"ની આવશ્યકતા તથા ઉપયોગિતા વગેરે વિચારીએ—

## પ્રસ્તુત ગ્રંથની આવશ્યકતા

સમય પરિવર્તનશીલ હોવાથી, વચલા અમુક ગાળામાં, પ્રાકૃતભાષાનાં સાધનોની છિન્નભિન્ન દશાને અંગે, અર્થાત્ તથા પ્રકારની

સાધન-સામગ્રીના અભાવને લઇને, પ્રાકૃત (ભાષા)નું પઠન પાઠન બહુ મંદ પડી ગયું હતુ; અને સંસ્કૃત (ભાષા) ગાટેની સાધન સામગ્રીઓના સદ્ભાવે સંસ્કૃતના પઠનપાઠને વિશ્વપર સારૂં સામ્રાજ્ય જમાવ્યુ હતુ.

પરંતુ હમણાં હમણાં સાધુવર્ગમાં તો શું ? કિંતુ હાઇસ્કુલોમાં કોલેજોમાં સેકંડ લેંગ્વેજ (અપરભાષા) તરીકે પ્રાકૃતનુ પઠનપાઠન સારા પ્રમાણમાં ચાલુ થયું છે, જેથી ગૃહસ્થવર્ગમાં પણ પ્રાકૃતનો સારો પ્રચાર થઈ રહ્યો છે, એ કાંઈ ઓછા આનંદની વાત નથી. હવે આ પ્રચારને અધિકાધિક વધારવાની ખાતર, તેમજ વિદ્યાર્થી વર્ગને સરળતાથી બોધ થઈ શકે તેવી માર્ગોપદેશિકારૂપ અભિનવ પદ્ધતિથી એકાદ પુસ્તિકાની આવશ્યકતા તો હતીજ, તેમાં પરમપૂજ્ય પૂજ્યપાદ પરમોપકારી સમયજ્ઞ શ્રીમદ્ ગુરૂરાજ ( વિજયવિજ્ઞાનસૂરીશ્વરજી મહારાજ )શ્રીની પ્રેરણા થવાથી મેં તે કાર્ય હાથ ધર્યું અને તેઓશ્રીની અસીમ કૃપા-પ્રસાદરૂપ આ "પ્રાકૃત વિજ્ઞાન પાઠમાલા" તૈયાર થઇ તે માટે તેઓશ્રીનો સદા ઋણી છુ. હવે આ "પ્રાકૃત વિજ્ઞાન-પાઠમાળા" દ્વારા ભવ્ય આત્માઓ, પ્રાકૃત વિજ્ઞાનના અધિકાધિક પ્રેમાળુ બની, પ્રાકૃત ભાષાનો સરળતાથી બોધ પામી, તેનો બહોળો પ્રચાર કરે, કે જેથી મારો આ પ્રયાસ સફળ થાય એટલું ઇચ્છી, આ પ્રાસંગિક વક્તવ્ય સમાપ્ત કરૂ છું.

ઇત્યલં પ્રસંગેન ॥ શુભં ભવતુ ॥

લે—પન્ન્યાસ કસ્તૂરવિજયગણિ

# 'વિષય સ્ફોટ'

૧ આ પાઠમાલાની અંદર પ્રાકૃત–ધાતુઓ પ્રાકૃત-શબ્દો પ્રત્યયો અને તેનાં વિસ્તૃત રૂપો તેમજ ધાતુઓ અને શબ્દોની સાથે તેનાં સંસ્કૃતપર્યાયો પણ આપેલા છે.

૨ આર્ષ–પ્રાકૃતનો પણ અભ્યાસ થઇ શકે તેને માટે પ્રસંગે પ્રસંગે આર્ષ પ્રત્યયો અને રૂપો પણ મુકેલા છે.

૩ સંસ્કૃતના અભ્યાસીઓને સંસ્કૃતદ્વારા પ્રાકૃતનુ જ્ઞાન થઇ શકે તેટલા માટે વર્ણ વિકારના મુખ્ય નિયમો ટીપ્પણમા લીધેલા છે, તેમજ છેવટે સંધિ આદિના ક્રમપૂર્વક સર્વનિયમો આપવામાં આવેલા છે.

૪ કૃદંતોનો પાઠ અલગ કરવામા આવ્યો છે, અને તેમા આર્ષકૃદંતો પણ સાથે સૂચવેલાં છે.

૫ પ્રેરકભેદનાં રૂપો વિસ્તારથી દેખાડવામાં આવ્યાં છે.

૬ સમાસ, સર્વનામ, તથા સંખ્યાવાચક શબ્દોના અલગ અલગ પાઠો કરવામાં આવેલા- છે

૭ પ્રાકૃતવાક્યો પણ વિદ્યાર્થીઓની અનુકૂલતા ધ્યાનમાં રાખી, ઘણાખરા પ્રાકૃત સાહિત્યમાંથી જ લીધેલા છે.

૮ પાછળ શબ્દકોષ અવ્યયકોપ અને ધાતુકોષ પણ અલગ અલગ આપવામાં આવેલો છે.

૯ પ્રાકૃત ગદ્યપદ્યમાલામાં સૂત્રો અને પ્રાકૃતચરિત્રમાંથી સરલ ગદ્યપદ્ય લઇને મુકવામાં આવેલ છે તથા પાછળ કઠિણ શબ્દોનો અર્થ સંસ્કૃત પર્યાય સહિત મુકવામા આવેલો છે.



श्री याकिनीमहत्तराधर्मसूनु–श्रीहरिभद्रसूरिविरचित–

## श्रीशास्वतजिनस्तवः ।



नमिऊणं सव्वजिणे, सिद्धे सूरी तहा उवज्झाए ।
साहूणं जुगपवरे, वुच्छं जिणकित्तणं तत्तो ॥१॥

चुलसीलक्खसहस्सा, सगनवइ तिवीस उड्ढलोगम्मि ।
कोडी य सत्त लक्खा, बावत्तरि भवणवासीसु ॥२॥

मेरुसु असिय जिणाला, वक्खारेसु असिय दस कुरूसु ।
वीसं गयदंतेसुं, जयंति तीसं कुलगिरीसु ॥३॥

वेयड्ढेसु य सत्तरि–सयं च नंदीसरम्मि बावन्ना ।
इसुयार–माणुसुत्तर–कुंडल–रुयगेसु चउ चउरो ॥४॥

एवं सव्वग्गेण, चउसय अडवन्न तिरियलोगम्मि ।
विंतर जोइसमज्झे, जिणाण भवणा असंखिज्जा ॥५॥

अन्नाइं कित्तिमाइं, नग–नगर–पुरेसु गाम–गामेसु ।
विहिणा जिणभवणाइं, भत्तीए वंदिमो ताइं ॥६॥

इय जिणहराण नियरं, संखेवेणं मए समक्खायं ।
भावेण भणिज्जंतं, भवविरहं कुणइ भव्वाणं ॥७॥

# અનુક્રમણિકા


| | | વિષય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | | વર્ણવિજ્ઞાન. | ૧ |
| ૨ | પાઠ ૧ | વર્તમાનકાલ પ્રથમપુરૂષના પ્રત્યયો | ૨ |
| | „ ૨ | „ બીજા „ ... ... | ૫ |
| | „ ૩ | „ ત્રીજા „ ... ... | ૮ |
| | „ ૪ | ઉપયોગી સર્વનામ અને સંખ્યાવાચકના રૂપો. | ૧૦ |
| | „ ૫ | સ્વરાંત ધાતુઓના રૂપો ... ... | ૧૫ |
| | „ ૬ | ज-ज्जाना રૂપાખ્યાનો તથા ઉપસર્ગ. ... | ૧૮ |
| | „ ૭ | अ કારાન્ત પુલ્લિંગ તથા નપુંસકલિંગ નામો. પઢમા બીયા વિભક્તિઓ. | ૨૮ |
| | „ ૮ | तइआ-चउत्थी „ ... ... ... | ૩૫ |
| | „ ૯ | पंचमी-छट्ठी „ ... ... ... | ૪૩ |
| | „ ૧૦ | सत्तमी અને संबोहण તેમજ સંપૂર્ણ રૂપો. | ૫૧ |
| | „ ૧૧ | इ કારાંત અને उ કારાંત પુલ્લિંગ તથા નપુંસક નામો પઢમા-બીયા અને तइआ વિભક્તિઓ. | ૬૧ |
| | „ ૧૨ | चउत्थी-पंचमी અને छट्ठी વિભક્તિઓ. ... | ૬૭ |
| | „ ૧૩ | सत्तमी અને संबोहण. ... ... | ૭૩ |
| | „ ૧૪ | ભૂતકાલ. ... ... ... ... | ૭૯ |
| | „ ૧૫ | અજ્ઞાર્થ અને વિધ્યર્થ. ... ... | ૮૬ |
| | „ ૧૬ | आकारांत અને હ્રસ્વ તથા દીર્ઘ इ-ईकारांत उ-ऊकारांत સ્ત્રીલિંગ નામો. | ૯૫ |
| | „ ૧૭ | ભવિષ્યકાળ. ... ... ... | ૧૦૯ |
| | „ ૧૮ | „ અને ક્રિયાતિપત્ત્યર્થ તેમજ ऋ કારાંત પુલ્લિંગ તથા સ્ત્રીલિંગ નામો. | ૧૧૯ |
| | ૧૯ | કર્મણિરૂપ અને ભાવેરૂપ. ... ... | ૧૩૪ |

„ ૨૦ કૃદંત. ... .. ... ... ૧૪૭
„ ૨૧ વ્યંજનાન્ત નામ અને તદ્ધિત પ્રત્યયો તથા શબ્દો. ૧૬૧
„ ૨૨ પ્રેરકભેદ. ... ... ... ... ૧૮૧
„ ૨૩ સમાસ. ... ... ... ... ૨૦૭
„ ૨૪ સર્વનામના રૂપો. .. ... ... ૨૨૧
„ ૨૫ સંખ્યાવાચક શબ્દો ... ... ... ૨૩૯
શબ્દકોષ ... ... ... ... ૨૫૯
અવ્યયકોષ ... ... ... ૨૮૮
ધાતુકોષ ... ... ... ... ૨૯૨
ગુજરાતી પ્રાકૃત શબ્દકોષ .. ... ૩૦૫




# પ્રાકૃતગદ્યપદ્યમાલાની અનુક્રમણિકા


| | विषय | पृष्ठ |
|---|---|---|
| १ | पचनमुक्कारमहामंतो-चत्तारिमंगल चत्तारि लोगुत्तमा-चत्तारि सरणं ... ... | १ |
| २ | सीयावण्णग ... ... ... ... | २ |
| ३ | इंदियविसयभावणा .. ... .. | ३ |
| ४ | निम्ममो भिक्खू चरे ... ... ... | ४ |
| ५ | पुक्खरिणीवण्णण ... ... ... | ४ |
| ६ | नमिपव्वज्जा ... ... ... .. | ५ |
| ७ | वयछक्कं ... ... ... ... | ९ |
| ८ | रावणस्स पच्छायावो ... ... ... | १० |
| ९ | दयावीरमेहनरिंदो .. ... .. | १२ |
| १० | महेसरदत्तकहा ... ... ... | १४ |
| ११ | गामेयगोदाहरण ... ... ... | १६ |
| १२ | सिसुवालकहा ... ... ... | १८ |
| १३ | कमलामेला ... ... ... ... | १९ |
| १४ | वुड्ढा तरुणा य मंतिणो ... ... ... | २२ |
| १५ | विणओ सव्वगुणाणं मूल ... ... ... | २३ |
| १६ | कुमारवालभूवालस्स जीवहिंसाइचाओ ... ... | २४ |
| १७ | पाइअसुभासिअ-पज्जाणि ... ... ... | २६ |
| | પ્રાકૃતગદ્યપદ્યમાલામાં આવેલા કઠિન શબ્દોના અર્થ | ૩૫ |
| | પ્રાકૃતનિયમમાલા ... ... ... | ૪૪ |


———.०:———

# प्राकृत विज्ञान पाठमाला।

## वर्ण विज्ञान.

*સ્વર.

હ્રસ્વ—अ, इ, उ,

દીર્ઘ—आ, ई, ऊ, ए, ओ, ं અનુસ્વાર.

÷વ્યંજન.

| | | | | | | સ્થાન |
|---|---|---|---|---|---|---|
| क वर्ग | क् | ख् | ग् | घ् | ङ् | કંઠ |

---

* ૧ પ્રાકૃતમાં 'ऋ' સ્વરનો વિકાર 'अ' થાય તેમજ કોઇ સ્થાને 'इ-उ' અને 'रि' પણ થાય છે. જેમકે-घय (घृतम्) मओ (मृग) किवा (कृण) पुट्ठो (स्पृष्ट) रिद्धी (ऋद्धि.)

२ 'लृ' સ્વરનો વિકાર 'इलि' થાય છે. किलिन्नं (क्लृन्नम्) किलित्तं (क्लृप्तम्)

३ 'ऐ' અને 'औ' નો વિકાર અનુક્રમે 'ए' અને 'ओ' થાય છે, તેમજ કોઇ સ્થાને 'अइ' અને 'अउ' પણ થાય છે. सेन्नं-सइन्नं (सैन्यम्) तेलुक्क (त्रैलोक्यम्) कोमुई-पउरो (कौमुदी-पौर) कैयवं-ऐ-कौरवा (कैतवम्-अयि-कौरवा.) એવા કેટલાએક શબ્દોમાં ऐ-औ નો પ્રયોગ પણ આવે છે.

४ વિસર્ગનો પ્રયોગ થતો નથી પણ 'अ' ની પછી વિસર્ગ હોય તો अ સહિત વિસર્ગનો 'ओ' થાય છે.
सव्वओ (सर्वतः) पुरओ (पुरत) जओ (यत.)

÷ १ 'ङ्-ञ्' આ બે વ્યંજનો સ્વતન્ત્ર પ્રાકૃતમાં આવતા નથી, પણ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| च | વર્ગ | च् | छ् | ज् | झ् | ञ् | તાલવ્ય. |
| ट | ,, | ट् | ठ् | ड् | ढ् | ण् | મૂર્ધન્ય. |
| त | ,, | त् | थ् | द् | ध् | न् | દંત્ય. |
| प | ,, | प् | फ् | ब् | भ् | म् | ઓષ્ઠય. |
| અર્ધસ્વર | | | | य् | | | તાલવ્ય |
| | | | | र् | | | મૂર્ધન્ય. |
| | | | | ल् | | | દંત્ય |
| | | | | व् | | | દંતૌષ્ઠય |
| ઉષ્માક્ષર | | | स | | | | દંત્ય. |
| | | | ह | | | | કંઠય. |

સ્વવર્ગની સાથે સંયુક્ત આવે છે. सङ्खो (शङ्ख) लञ्छण (लाञ्छनम्)

૨ 'श' અને 'ष' નો स થાય છે. विसेसो (विशेष.) सद्दो (शब्द)

૩ સ્વરરહિત કેવળ વ્યંજનનો પ્રયોગ થતો નથી. राय (राजन्) सरिया (सरित्) तमो (तमस्)

૪ પ્રાકૃતમાં વિજાતીય સંયુક્ત વ્યંજનો આવતા નથી પણ નિયમાનુસાર એમાંથી એકનો લોપ થઇ સ્વજાતીય સંયુક્ત વ્યજન થાય છે. पक्क (पक्व) अच्चण (अर्चन) इट्ठ (इष्ट) अर्णव (अण्णव) सुत्त (सूत्र–सुत्त) सप्प (सर्प) कव्व (काव्य) વગેરે.

અપવાદ—म्ह–ण्ह–ल्ह–य्ह–द्र આ સંયુક્ત વ્યંજનનો પ્રયોગ પ્રાકૃતમાં દેખાય છે. गिम्ह (ग्रीष्म) पण्ह (प्रश्न) पल्हाओ (प्रह्लाद.) गुय्ह (गुह्य) चंद–चंद्र (चन्द्र) વગેરે.

---

## પ્રાકૃતમાં સંયુક્ત વ્યંજનના ફેરફારો નીચે પ્રમાણે થાય છે.

क्त=क्क-मुक्त=मुक्क
क्य=क्क-वाक्य=वक्क
क्र=क्क-चक्र-चक्क
क्ल=क्क-विक्लव=विक्कव
क्व=क्क-पक्व=पक्क
त्क=क्क-उत्कण्ठा=उक्कठा
र्क=क्क-अर्क=अक्क
ल्क=क्क-उल्का=उक्का
ख=क्ख-दुःख=दुक्ख
क्ष=क्ख-लक्षण=लक्खण
ख्य=क्ख-व्याख्यान=वक्खाण
क्ष्य=क्ख-लक्ष्य=लक्ख
त्क्ष=क्ख-उत्क्षिप्त=उक्खित्त
त्ख=क्ख-उत्खात=उक्खाय
ष्क=क्ख-निष्क्रमण=निक्खमण
स्क=क्ख-प्रस्कन्दन=पक्खदण
स्ख=क्ख-प्रस्खलित=पक्खलिअ
ग्न=ग्ग-नग्न=नग्ग
ग्म=ग्ग-युग्म=जुग्ग
ग्य=ग्ग-योग्य=जोग्ग
ग्र=ग्ग-अग्र=अग्ग
ड्ग=ग्ग-खड्ग=खग्ग
द्ग=ग्ग-मुद्ग=मुग्ग
र्ग=ग्ग-वर्ग=वग्ग
ल्ग=ग्ग-वल्गा=वग्ग
घ्न=ग्घ-विघ्न=विग्घ
घ्र=ग्घ-व्याघ्र=वग्घ
द्घ=ग्घ-उद्घाटित=उग्घाडिअ
र्घ=ग्घ-अर्घ=अग्घ
च्य=च्च-अच्युत=अच्चुअ
त्य=च्च-सत्य-सच्च
त्व=च्च-ज्ञात्वा=णच्चा
थ्य=च्च-तथ्य=तच्च
र्च=च्च-अर्चना=अच्चणा
क्ष=च्छ-दक्ष=दच्छ
क्ष्म=च्छ-लक्ष्मी=लच्छी
छ्र=च्छ-कृच्छ्र=किच्छ
त्स=च्छ-वत्स=वच्छ
त्स्य=च्छ-मत्स्य=मच्छ
थ्य=च्छ-मिथ्या=मिच्छा
प्स=च्छ-लिप्सा=लिच्छा
र्छ=च्छ-मूर्च्छा=मुच्छा
श्च=च्छ-पश्चात्=पच्छा
स्त=च्छ-विस्तीर्ण=विच्छिन्न
ज्य=ज्ज-आज्य=अज्ज
इज्या=इज्जा
ज्र=ज्ज-वज्र=वज्ज
ज्व=ज्ज-प्रज्वलन=पज्जलण

ज्ञ=ज्ज–सर्वज्ञ=सव्वज्ज
द्य=ज्ज–अद्य=अज्ज
ब्ज=ज्ज–अब्ज=अज्ज
य्य=ज्ज–शय्या=सज्जा
र्य=ज्ज–आर्या=अज्जा
र्ज=ज्ज–वर्जन=वज्जण
र्ज्य=ज्ज–वर्ज्य=वज्ज
ध्य=ज्झ–मध्य=मज्झ
ध्व=ज्झ–बुद्ध्वा=बुज्झा
ह्य=ज्झ–बाह्य=वज्झ
त्त=ट्ट–पत्तन=पट्टण
र्त=ट्ट–नर्तकी=नट्टई
ष्ट=ट्ठ–कष्ट=कट्ठ
ष्ठ=ट्ठ–निष्ठुर=निट्ठुर
र्थ=ट्ठ–अर्थ=अट्ठ
र्त=ड्ड–गर्ता=गड्डा
र्द=ड्ड–विच्छर्द=विच्छड्ड
ढ्य=ड्ढ–आढ्य=अड्ढ
द्ध=ड्ढ–ऋद्धि=रिड्ढि
र्ध=ड्ढ–वर्धमान=वड्ढमाण
ज्ञ=ण्ण–प्राज्ञ=पण्ण
ण्य=ण्ण–पुण्य=पुण्ण
ण्व=ण्ण–कण्व=कण्ण
न्य=ण्ण–अन्य=अण्ण
न्व=ण्ण–अन्वर्थ=अण्णत्थ
म्न=ण्ण–प्रद्युम्न=पज्जुण्ण
र्ण=ण्ण–वर्ण=वण्ण
क्ष्ण=ण्ह–तीक्ष्ण=तिण्ह
श्न=ण्ह–प्रश्न=पण्ह
ष्ण=ण्ह–उष्ण=उण्ह
स्न=ण्ह–स्नाति=ण्हाइ
ह्ण=ण्ह–पूर्वाह्ण=पुव्वण्ह
ह्न=ण्ह–मध्याह्न=मज्झण्ह
क्त=त्त–भुक्त=भुत्त
त्न=त्त–यत्न=जत्त
त्म=त्त–आत्मा=अत्ता
त्र=त्त–पात्र=पत्त
त्व=त्त–सत्त्व=सत्त
प्त=त्त–प्राप्त=पत्त
र्त=त्त–वार्ता=वत्ता
क्थ=त्थ–सिक्थ=सित्थ
त्र=त्थ–यत्र=जत्थ
र्थ=त्थ–अर्थ=अत्थ
स्त=त्थ–हस्त=हत्थ
स्थ=त्थ–प्रस्थ=पत्थ
द्र=द्द–रुद्र=रुद्द
द्व=द्द–प्रद्वेष=पद्देस
ब्द=द्द–अब्द=अद्द
र्द=द्द–मर्दन=मद्दण
ग्ध=द्ध–दग्ध=दद्ध
ध्व=द्ध–अध्वन्=अद्ध
ब्ध=द्ध–अब्धि=अद्धि
र्ध=द्ध–वर्धमान–वद्धमाण
क्म=प्प–रुक्मिणी=रुप्पिणी

त्प=प्प-उत्पल=उप्पल
त्म=प्प-आत्मन्=अप्प
प्य=प्प-प्राप्य=पप्प
प्र=प्प-वप्र=वप्प
प्ल=प्प-विप्लव=विप्पव
र्प=प्प-अर्पण=अप्पण
ल्प=प्प-अल्प=अप्प
त्फ=प्फ-उत्फुल्ल=उप्फुल्ल
ष्प=प्फ-पुष्प=पुप्फ
ष्फ=प्फ-निष्फल=निप्फल
स्प=प्फ-प्रस्पन्दन=पप्फंदण
स्फ=प्फ-प्रस्फोटित=पप्फोडिअ
द्‌व=व्व-उद्‌वद्ध=उव्वद्ध
र्व=व्व-निर्वल-निव्वल
,, ,, अर्बुद=अव्वुअ
ब्र=व्व-अब्रह्म=अव्वभ
ग्भ=ब्भ-प्राग्भार=पब्भार
द्भ=ब्भ-सद्भाव=सब्भाव
भ्य=ब्भ-अभ्यास=अब्भास
भ्र=ब्भ-अभ्र=अब्भ
र्भ=ब्भ-गर्भ=गब्भ
ह्व=ब्भ-जिह्वा=जिब्भा
न्म=म्म-जन्मन्=जम्म
म्य=म्म-वाम्य=वम्म
र्म=म्म-कर्मन्=कम्म
ल्म=म्म-गुल्म=गुम्म
द्म=म्म-पद्म=पोम्म
क्ष्म=म्ह-पक्ष्मन=पम्ह
ष्म=म्ह-ग्रीष्म=गिम्ह
स्म=म्ह-विस्मय=विम्हय
ह्म=म्ह-ब्राह्मण=बम्हण
ह्य=म्ह-गुह्य=गुम्ह
र्य=ल्ल-पर्यस्त=पल्लत्थ
र्ल=ल्ल-निर्लज्ज=निल्लज्ज
ल्य=ल्ल-कल्याण=कल्लाण
ल्व=ल्ल-पल्वल=पल्लल
ह्ल=ल्ह-पह्लाद=पल्हाअ
द्व=व्व-उद्वर्तन=उव्वट्टण
र्व=व्व-ऊर्वी=उव्वी
व्य=व्व-काव्य=कव्व
व्र=व्व-प्रव्रज्या=पव्वज्जा
र्ष=स्स-ईर्षा=इस्सा
श्म=स्स-रश्मि=रस्सि
श्य=स्स-पश्यति=पस्सइ
,, ,, लेश्या=लेस्सा
श्र=स्स-विश्राम=विस्साम
श्व=स्स-ईश्वर=इस्सर
ष्य=स्स-शुष्यति=सुस्सइ
ष्व=स्स-उष्वास=इस्सास
स्य=स्स-कस्य=कस्स
स्र=स्स-सहस्र=सहस्स
स्व=स्स-तेजस्विन्=तेअस्सि

## શબ્દની અંદર સ્વરની પછી અસંયુક્ત વ્યંજનોના સામાન્ય ફેરફારો પ્રાયઃ નીચે પ્રમાણે થાય છે.

सं. प्रा.

क=लुक्*-लोक=लोअ
क=ग-लोक=लोग
क=य-कनक=कणय
ख=ह-मुख=मुह
ग=लुक्-योग=जोअ
ग=य-नगर=नयर
घ=ह-मेघ=मेह
च=लुक्-शची=सई
ज=लुक्-राजीव=राईव
ज=य-रजत=रयय
ट=ड-नट=नड
ठ=ढ-मठ=मढ
ड=ल-क्रीडति=कीलइ
त=लुक्-पति=पइ
त=य-पात=पाय
थ=ह-कथा=कहा
द=लुक्-विदेश=विएस
द=य-गदा=गया
ध=ह-साधु=साहु

सं. प्रा.

न=ण-धन=धण
આદિમાં न નો ण વિકલ્પે થાય.
नर=नर }
णर }
प=लुक्-रिपु=रिउ
व-पाप=पाव
फ=भ-सफल=सभल
फ=ह-सफल=सहल
ब=व-सबल=सवल
भ=ह-सभा=सहा
य=लुक् वियोग=विओग
આદિમાં य નો ज થાય.
य=ज-यम=जम
याति=जाइ
કોઈ ઠેકાણે र નો ल.
र=ल-दरिद्र=दलिद्द
व=लुक्-कवि=कइ
व=य-लावण्य=लायण्ण
श } =स-शेष=सेस
ष } शब्द=सद्द

* આ શબ્દનો અર્થ લોપ થાય છે.

## સૂચના.

૧ આ 'પ્રાકૃત વિજ્ઞાન પાઠમાલા'માં આપેલા ધાતુઓનાં તથા શબ્દોના રૂપાખ્યાનો તથા તેના નિયમો કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચન્દ્રાચાર્ય વિરચિત પ્રાકૃત (સિદ્ધહેમ વ્યાકરણના અષ્ટમ અધ્યાયરૂપ ) વ્યાકરણના અનુસારે જાણવાં.

૨ સંસ્કૃતમાં જે દશ ગણો તેમાં પરસ્મૈપદી-આત્મનેપદી અને ઉભયપદી ધાતુઓ તેના જુદા જુદા પ્રત્યયો આવે છે તેમ પ્રાકૃતમા નથી

૩ પ્રાકૃતમાં ૧ વર્તમાનકાળ, ૨ ભૂતકાળ, (હ્યસ્તન-પરોક્ષ અદ્યતન ભૂતના સ્થાને) ૩ આજ્ઞાર્થ-વિધ્યર્થ અને ૪ ભવિષ્યકાળ (શ્વસ્તન ભવિષ્ય અને સામાન્ય ભવિષ્યના સ્થાને) તેમજ ૫ ક્રિયાતિપત્ત્યર્થ એટલા કાળો વપરાય છે.

૪ પ્રાકૃતમાં દ્વિવચનને બદલે બહુવચન વપરાય છે. જ્યારે તેનો પ્રયોગ કરવામાં આવે છે ત્યારે દ્વિત્વ અર્થ જણાવવાને માટે બહુવચનાંત નામની સાથે વિભક્ત્યંત 'द्वि' શબ્દનો પ્રયોગ થાય છે, જેમ **दोण्णि पुरिसा गच्छन्ति**=બે પુરૂષો જાય છે.

૫ પ્રાકૃતમાં ચતુર્થી વિભક્તિના સ્થાને છઠ્ઠી વિભક્તિ વપરાય છે, પણ તાદર્થ્ય ( તેને માટે ) માં સંસ્કૃતની જેમ ચતુર્થીનું એકવચન વપરાય છે. જેમ-**आहाराय नयरं अडइ**, ( आहाराय नगरमटति )

૬ પ્રાકૃત ભાષામાં ધાતુઓ અને શબ્દો ત્રણ વિભાગમાં વહેંચાયેલા છે.
૧ [1]દેશ્ય=મહારાષ્ટ્ર-વિદર્ભ-મગધ આદિ દેશોમા વપરાતી ભાષા.

---

[1] કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીજીએ દેશીનામમાલામાં દેશ્ય શબ્દોનો સંગ્રહ કરેલો છે.

२ तद्भव=સંસ્કૃત ઉપરથી પ્રાકૃત નિયમાનુસારે સિદ્ધ થયેલ.

૩ तत्सम=સંસ્કૃત સમાન જ હોય તે.

देश्यधातु=फुम=ફૂંકવું, अवयास=ભેટવુ, આલિંગન કરવું.
फुम्फुल्ल=ઉપાડવું, पिप्पड=બકવુ, બડબડવું, વગેરે ધાતુઓ, તેમજ આદેશ ધાતુઓ.

देश्यशब्द=अत्थग्घ=મધ્યવર્તી, વચમાં રહેલ. चवल=ચોખા, ચાવલ.
खउर=કલુષિત.
थह=આશ્રય, સ્થાન. आहित्थ=ગયેલુ.
लल्लक्क=ભયંકર. विड्डिर=આડમ્બર. વગેરે શબ્દો.

तद्भवधातु=कह् (कथ्) पड् (पत्) भम् (भ्रम्) वाह् (बाध्) हण् (हन्) अप्प् (अर्प्) अच्च् (अर्च्) વગેરે.

तद्भवशब्द=मयण (मदन) ओसढ (औषध) भत्त (भक्त) विण्हु (विष्णु) पहु (प्रभु) વગેરે.

तत्समधातु=भण्-चल्-वंद्-वस्-हस्-लज्ज्-रम् ઇત્યાદી.

तत्समशब्द=सिद्ध-कमल-बुद्धि-माला-विमल-वीर વગેરે.





॥ ॐ नमः श्रीसिद्धचक्राय ॥

॥ परमगुरु-आचार्य-महाराज-श्रीमद्विजयनेमिसूरीश्वर-
भगवद्भ्यो नमः ॥

सूरिचक्रचक्रवर्त्ति-जगद्गुरु-शासनसम्राट्-भट्टारकाचार्य
श्रीविजयनेमिसूरीश्वरपट्टालङ्कार-परमपूज्य-परमो-
पकारि-पूज्यपाद-आचार्यमहाराजश्रीविजय-
विज्ञानसूरीश्वरविनेयाणु-पन्यासकस्तूर
विजयगणि -प्रणीता

# ॥ श्री प्राकृत विज्ञान पाठमाला ॥

दिव्वपहावो दीसइ, कलियाले जस्स अमियझरणाओ।
सत्तफणंचिअसीसो स जयउ "सेरीसपासजिणो" ॥ १ ॥

पयडिअसमत्तभावं, भविअन्नाणंधयारपयरहरं।
सूरव्व जस्स नाणं, स पहू वीरो कुणउ भद्दं ॥ २ ॥

एक्कारस गणवइणो, गोयमपमुहा जयन्ति सुयनिहिणो।
स वि हेमचंद्रसूरी, जाओ कलियालसव्वण्णू ॥ ३ ॥

सिरिविजयनेमिसूरी जुगप्पहाणो महं पसीएज्जा।
जस्स सुहादिट्ठीए, असज्झकज्जाणि सिज्झन्ति ॥ ४ ॥

विन्नाणसूरिं सगुरुं च नच्चा, सुअं च सव्वण्णुपणीअतत्तं।
पाइअविन्नाणसुपाढमालं रएमि हं सीससुहंकरट्ठं ॥ ५ ॥

# पाठ १ लो.

## વર્તમાનકાલ. [ક્રિયાપદ]

પહેલા પુરુષના એકવચન અને બહુવચનના પ્રત્યયો.

| એકવ० | [1]બહુવ० |
|---|---|
| मि (मि) હું. | मो, मु, म, (मस्-महे) અમે, અમે બે. |

ધાતુઓ.

कह् (कथ्) કહેવું.
नव्-नम् (नम्) નમવુ, નમસ્કાર કરવો.
पड् (पत्) પડવું, પતિત થવુ
पास् (दृश-पश्य्) દેખવુ, જોવુ.
पिव्-पिज्ज् (पा-पिब्) પીવુ, પાન કરવુ.
पुच्छ् (पृच्छ्) પુછવુ.
बोल्ल् (कथ्) બોલવુ.
भण् (भण्) ભણવુ.
भम् (भ्रम्) ભમવુ.

रुव्-रोव् (रुद्) રોવુ, રૂદન કરવુ.
वड्ढ (वृध्-वर्ध्) વધવુ.
हक्क् (नि-सिध्) નિષેધ કરવો.
[2]चिण् (चि) એકઠુ કરવુ.
जिण् (जि) જીતવુ.
थुण् (स्तु) સ્તુતિ કરવી.
धुण् (धू) ધ્રુજાવવુ, હલાવવું.
पुण् (पू) પવિત્ર કરવુ.
लुण् (लू) કાપવુ.
सुण् (श्रु) સાંભળવુ.
हुण् (हु) હોમ કરવો.

---

[1] પ્રાકૃતમાં દ્વિવચન હોતું નથી માટે તેને સ્થાને બહુવચન વપરાય છે. આ પ્રયોગ કરતી વખતે આગળ કહેવાતા દુ (द्वि) શબ્દની સાથે પ્રયોગ થાય છે. જેમ-अम्हे दोण्णि बोल्लिमो.

[2] चि વિગેરે ધાતુઓને પ્રાકૃતમાં પુરૂષબોધક પ્રત્યયોની પૂર્વે ण् ઉમેરાય છે. જેમ-चिणइ (चिनोति) કોઇ ઠેકાણે આ ण् વિકલ્પે આવે છે. જેમ-जयइ, जिणइ, (जयति)

१ વ્યંજનાન્ત ધાતુઓને પુરૂષ બોધક પ્રત્યયોની પૂર્વે "अ" પ્રત્યય લગાડવામાં આવે છે. वोल्ल–अ–मि.

૨ પહેલા પુરૂષના मि પ્રત્યયની પૂર્વે अ હોય તો તેનો आ વિકલ્પે થાય છે. वोल्लामि, वोल्लमि.

૩ मो, मु, म, પ્રત્યયોની પૂર્વે अ નો आ તથા इ વિકલ્પે થાય છે. वोल्लिमो, वोल्लामो, वोल्लमो.

૪ વર્તમાન કાળના ए, से પ્રત્યય સિવાય સર્વ પુરૂષબોધક પ્રત્યયો લગાડતા પૂર્વના अ નો ए વિકલ્પે થાય છે.

वोल्लेमि, वोल्लेमो, वोल्लेमु, वोल्लेम,
અથવા वोल्लामि, वोल्लामु, इत्यादि.

## पहेला पुरुषना रुपो.

| एकवचन. | बहुवचन. |
|---|---|
| भणामि, भणमि, भणेमि. | भणिमो, भणामो, भणमो, भणेमो, |
| | भणिमु, भणामु, भणमु, भणेमु, |
| | भणिम, भणाम, भणम, भणेम. |

## प्राकृत वाक्यो.

| | | | |
|---|---|---|---|
| कहामि। | पिवेमो। | कहिमु। | पुणिम। |
| सुणमि। | सुणाम। | पासाम। | लुणेमि। |
| पढेमि। | पिवेमि। | पडमो। | जिणामि। |
| पासामि। | पुच्छेमि। | पुच्छेमु। | हुणेम। |
| चिणेमो। | ढुक्कामि। | भणेमि। | पुणेमि। |
| | धुणेमि। | जयाम। | |

## ગુજરાતી વાક્યો.

(હું) ભણું છું.
(હું) એકઠું કરૂં છું.
(અમે) ભટકીએ છીએ
(અમે) નિષેધ કરીએ છીએ.
(હું) રૂદન કરૂં છું.
(અમે) પડીયે છીએ
(અમે) જીતીએ છીએ.
(હું) ભટકું છું.
(હું) સ્તુતિ કરૂં છું.
(હું) નમું છું.

(હું) હલાવું છું
(હું) બોલું છું.
(અમે) ભણીએ છીએ.
(અમે) સાંભળીએ છીએ
(અમે) રૂદન કરીએ છીએ.
(હું) પવિત્ર કરૂં છું
(અમે) કાપીએ છીએ.
(હું) હોમ કરૂં છું
(અમે) નમસ્કાર કરીયે છીએ.

# पाठ २ जो.

## બીજા પુરુષના એકવચન અને બહુવચનના પ્રત્યયો.

| एकवचन. | बहुवचन. |
|---|---|
| બીજો પુરુષ सि. से (सि से)-તુ. | ह, इत्था, (थस्-थ), તમે બે, તમે. |

### ધાતુઓ.

| | |
|---|---|
| कर् (कृ) કરવું | बीह् (भी) બીવું, ભય પામવું. |
| किण् (क्री) ખરીદવું. | [3]वुव्-ब्रव् (ब्रू) બોલવું. |
| गच्छ् (गम्-गच्छ्) ગમન કરવું, જવું | बोह् (बोध्) બોધ થવો, જાણવું. |
| [1]चल् (चल्) ચાલવું | रव् (रु) શબ્દ કરવો, અવાજ કરવો. |
| जेम्, भुंज् (भुज्) જમવું | [4]वंद् (वन्द्) વંદન કરવું, નમવું. |
| जाण्, मुण् (ज्ञा) જાણવું. | वस् (वस्) વસવું, રહેવું |
| धुव् (धू) ધુજાવવું, હલાવવું. | सुमर् (स्मृ) સ્મરણ કરવું, સંભાળવું. |
| निज्झर् (क्षि) ક્ષય પામવું | |
| पीड्, पील् (पीड्) પીડવું, દુઃખ દેવું, કનડવું. | हस् (हस्) હસવું. |

१ से ने ए प्रत्ययो जे धातुने छेडे अ होय, तेने ज लगाडवामा आवे छे

જેમકે—चोल्ल्-अ=चोल्ल+सि=चोल्लसि, चोल्लसे.

---

३ આર્ષમા वुव्ना वेमि, बेउ, विंति, बुम, वगेरे रूपो थाय छे.

४ આર્ષ પ્રાકૃતમા वन्द् धातुनु प० पु० ए० वंदे એવું રૂપ સંસ્કૃત-પેઠે સિદ્ધ થાય છે જેમ—उसभमजिअं च वंदे—ઋષભદેવ અને અજીતનાથને હું વંદન કરું છું.

૨ સ્વર પર છતા પૂર્વના સ્વરનો પ્રાયઃ લોપ થાય છે
वोल्-अ इत्था = वोल्लित्था
जिण-इन्दो = जिणिन्दो

रुपो.

| | एकवचन | बहुवचन. |
|---|---|---|
| बी० पु० | भणसि, भणेसि, भणसे, | भणह, भणेह, भणित्था, भणेइत्था. |

वाक्यो.

| | | | |
|---|---|---|---|
| पुच्छसि। | रवेमु। | हकसे। | पालसि। |
| पडसे। | हणित्था। | बोहसे। | थुणेसि। |
| पिवेह। | परवेइत्था। | पुणेसि। | रुवेह। |
| चलित्था। | वंदेइत्था। | वोल्लह। | गच्छित्था |
| वंदसे। | नमसि। | लुणेइत्था। | पडित्था। |

૫ એકજ પદમાં બે સ્વરો સાથે આવે તો સંધિ થતી નથી. જેમ-हसइ, हसेइत्था वगेरे, આ નિયમ કોઈ ઠેકાણે લાગુ પડતો નથી, અર્થાત્ એક પદમા પણ સંધિ થાય છે જેમ-होहिइ=होही, विइओ-वीओ.

પ્રાકૃતમાં જ્યાં સંધિ થાય છે, ત્યાં સંસ્કૃતના નિયમપ્રમાણે સંધિ કરવી, એટલે કે સજાતીય સ્વર પછી સજાતીય સ્વર આવે તો બંને સ્વરો મલી જઈ દીર્ઘસ્વર થાય છે, જેમ-अ કે आ પછી अ-आ=आ, इ કે ई પછી इ-ई=ई, उ કે ऊ પછી उ-ऊ=ऊ, विसम+आयवो=विसमायवो (विषमातप) मुणि+इसरो=मुणीसरो (मुनीश्वर.), साउ+उअयं=साऊअय (स्वादूदकम्), તેમજ अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ इ કે उ આવે તો બે સ્વરોને બદલે પછીના સ્વરનો ગુણ મુકાય છે अ કે आ પછી इ-ई=ए, अ કે आ પછી उ-ऊ-ओ, तित्थ+ईसरो तित्थेसरो (तीर्थेश्वरः) गूढ+उअर=गूढोअर (गूढोदरम्).

| | | | |
|---|---|---|---|
| रुवसे। | पिवेमि। | जाणित्था। | पिवसे। |
| निज्झरामि। | करह। | हुणेसि। | पडह। |
| पीडित्था। | चिणेसि। | वसित्था। | धुवेह। |
| चलेसि। | जेमित्था। | धुणसि। | |
| भमसि। | सुणेह। | थुणसे। | |

## ગુજરાતી વાક્યો.

| | | |
|---|---|---|
| (તુ) ભય પામે છે | (તમે) નિષેધ કરો છો | (તું) હલાવે છે. |
| (તું) કહે છે. | (તુ) જીતે છે | (તમે એ) નાશ પામો છો. |
| (તમે એ) હસો છો. | (તમે એ) ખરીદ કરો છો | (તમે) નમો છો. |
| (તમે) બોધ પામો છો | (તુ) જાણે છે | (તમે) સાભળો છો. |
| (તમે) એકઠુ કરો છો | (તમે) સ્તુતિ કરો છો | (તુ) નાશ પામે છે. |
| (તમે) પવિત્ર કરો છો | (તમે) કાપો છો | (તુ) હોમ કરે છે. |
| (તમે એ) કહો છો | (તમે) ભટકો છો | (હુ) કપાવુ છુ |
| (તુ) ખરીદ કરે છે. | (તમે) જાણો છો. | (તુ) સ્મરણ કરે છે. |
| (તુ) હસે છે | (તમે) પુછો છો | (તુ) શબ્દ કરે છે. |
| (તમે) શ્રવણ કરો છે. | (તુ) દુખ દે છે. | (તમે) ભય પામો છો. |
| (હુ) અવાજ કરૂ છુ | | (તુ) જાય છે. |

## पाठ ३ जो.

### त्रीजा पुरुषना प्रत्ययो

| एकवचन. | बहुवचन |
| --- | --- |
| इ, ए, [६]ति–ते ( ति–ते )=ते | न्ति, न्ते, इरे, (न्ति–न्ते) तेओ |

धातुओ.

आदर् ( आ+दृ ) आदर करवो.
इच्छ् (इषु– इच्छ्) इच्छवु, चाहवु
[७]कंप् (कम्प्) हलाववु, ध्रुजवु.
चर् ( चर् ) चालवु, गति करवी.
देक्ख् ( दृश् ) देखवु, जोवु.
जम्म् ( जन् ) उत्पन्न थवु.
निंद् ( निन्द् ) निंदवु
फास् ( स्पृश् ) स्पर्श करवो, अडकवु.
बंध् ( बन्ध् ) बन्धन करवु, बांधवुं.
बाह् ( बाध ) पीडवु, कनडवु.
रम् ( रम् ) रमवु.
रंज्, रज्ज् ( रञ्ज् ) रंजन करवु, खुशी करवु

वंच् ( वञ्च् ) ठगवु, छेतरवुं.
वच्च् ( व्रज् ) जवु.
वट्ट् ( वृत् ) वर्तवु, होवु.
वंछ् (वाञ्छ्) वांछवु, इच्छवु
वोसिर् ( वि+उत्+सृज् ) त्याग करवो, छोडवु.
सह् ( सह् ) सहन करवुं
साह् ( कथ् ) कहेवु.
साह् ( साध् ) साधवुं, सिद्ध करवुं.
सन्नाम् (आ+दृ) आदर करवो.
हण् ( हन ) हणवु, मारवुं.
लज्ज् ( लस्ज् लज्ज् ) लज्जा– पामवी, शरमावुं.

६ ति–ते आ प्रत्ययोना प्रयोगो प्राचीन कथाओ अने चूर्णी आदिमां घणे स्थळे वपरायेला छे.

७ पदनी अंदर रहेला ङ्, ञ्, ण्, न् अने म् नो विकल्पे पूर्वना अक्षर उपर अनुस्वार मुकाय छे. अनुस्वार न थाय त्यारे पछीना व्यञ्जनना वर्गनो अनुनासिक थाय छे जेमके–हसंति, हसन्ति (हसन्ति) पंको–पङ्को (पङ्कः), संझा–सञ्झा (सन्ध्या), संढो–सण्ढो (षण्ढ), चंदो–चन्दो (चन्द्र), कंपइ,–कम्पइ (कम्पते).

## ત્રીજા પુરૂષના રૂપો.

| एकव० | बहुव० |
|---|---|
| हसइ, हसेइ, हसए. | हसन्ति, हसन्ते, हसिरे, हसेन्ति, हसेइरे, हसिन्ति. |

## वाक्यो.

| | | | |
|---|---|---|---|
| वसइ । | रुवइ । | सहन्ते । | वंचए । |
| देक्खेइ । | वीहेइ । | देक्खेन्ति । | कंपेइरे । |
| करइ । | जेमेन्ते । | वच्चिमो । | जेमेइ । |
| इच्छन्ति । | वंदए । | फासन्ति । | लज्जेन्ते । |
| वोसिरेइ । | बोल्लेइ । | चलेन्ति । | सन्नामित्था । |
| हसिरे । | बोहेइरे । | भणए । | जम्मेइ । |
| जाणन्ति । | साहए । | वंछन्ति । | पिवेन्ति । |
| रंजइ । | हणए । | वसेइरे । | आदरेसि । |
| पीलिरे । | | | पासिरे । |

## ગુજરાતી વાક્યો.

| | | |
|---|---|---|
| (તે) ચાલે છે. | (તે) આદર કરે છે. | (તેઓ) રડે છે. |
| (તે) સ્પર્શ કરે છે | (તેઓ) ચાલે છે. | (તેઓ) કનડે છે. |
| (તે) છે. | (તમે) ઇચ્છો છો. | (તેઓ) ખાધે છે. |
| (તે) જાય છે. | (તે) સાભળે છે. | (તે) પીડે છે. |
| (તે) ગમન કરે છે | (તમે) કંપો છો. | (તેઓ) બોલે છે. |
| (તમે) હસો છો. | (તેઓ) કરે છે. | (તેઓ) ભય પામે છે. |
| (તેઓ) નિંદે છે | (તમે) લજ્જા પામો છો. | (હું) પુછે છે. |
| (હું) ખુશી કરે છે | (તે) દેખે છે. | (તે) સ્મરણ કરે છે. |
| તે) કહે છે. | (તે) ખરીદે છે. | (તે) રહે છે. |
| | | (તેઓ) ઉત્પન્ન થાય છે. |

## पाठ ४ थो.

સર્વનામ—

( ઉપયોગી યુષ્મદાદિ સર્વનામના તૈયાર રૂપો )

| एकवचन. | बहुवचन. |
|---|---|
| प० पु०—हं, अहं, (अहम्) હું. | अम्ह, अम्हे, अम्हो (वयम्) અમે. |
| बी० पु०—तुं, तं, तुमं (त्वम्) તું. | तुब्भे, तुम्हे, तुज्झे, (यूयम्) તમે. |
| त्री० पु०—स, सो, (स) તે. | ते (ते) તેઓ. |

द्वि સંખ્યાવાચક શબ્દના ઉપયોગી તૈયાર રૂપો

प्र० द्वि० वि० बहुव० } दुवे, दोण्णि, दुण्णि. वेण्णि, विण्णि, दो, वे (द्वि—द्वौ) બે.

जाण् ધાતુના સંપૂર્ણ રૂપો.

| | एकवचन० | बहुवचन० |
|---|---|---|
| प० पु० | जाणमि, जाणामि, जाणेमि० | जाणिमो, जाणामो, जाणमो, जाणेमो, जाणिमु, जाणामु, जाणमु, जाणेमु, जाणिम, जाणाम, जाणम, जाणेम. |
| बी० पु० | जाणसि, जाणेसि जाणसे. | जाणह, जाणेह, जाणित्था, जाणेइत्था. |
| त्री० पु० | जाणइ, जाणेइ, जाणए | जाणन्ति, जाणन्ते, जाणिरे, जाणेन्ति, जाणिन्ति, जाणेइरे. |

## ધાતુઓ.

अस् (अस्) હોવું, થવું.
अप्प् (अर्प्) અર્પણ કરવું, ભેટ કરવું.
अच्छ् (आस्) બેસવું.
उज्झ् (उज्झ्) ત્યાગ કરવો, છોડવું.
चिट्ठ्, थक्क् } (स्था–तिष्ठ्) ઉભા રહેવું
चिन्त् (चिन्त्) ચિન્તવન–કરવું, વિચાર કરવો
चुक्क्, भुल्ल् } (भ्रंश्)भ्रष्ट થવું, ચુકવું, પડવું, ભૂલ કરવી.
चोप्पड् (म्रक्ष्) ચોપડવું, સ્નિગ્ધ કરવું.
[८]बुज्झ् (बुध्–बुध्य) બોધ થવો, જ્ઞાન મેળવવું, જાગવું, સમજવું.
मुज्झ् (मुह्–मुह्य) મુઝાવું, મોહ પામવો, ઘેલા થવું.
रक्ख् (रक्ष्) રક્ષણ કરવું.
सलह् (श्लाघ्) શ્લાઘા કરવી, પ્રશંસા કરવી, વખાણવું.
हुव्, हव्, भव् } (भू–भव्) હોવું, થવું
[९]रूस् (रुष्) ક્રોધ કરવો, રોષ કરવો

---

૮ શબ્દની અંદર ध्य અને ह्य હોય તો ज्झ થાય છે, ને આરંભમાં હોય તો झ થાય છે

| | | |
|---|---|---|
| बुज्झइ (बुध्यति) | संज्झा (सन्ध्या) | मुज्झइ (मुह्यति) |
| सिज्झइ (सिध्यति) | झओ (ध्वजः) | नज्झइ (नह्यति) |
| जुज्झइ (युध्यते) | | गुज्झं (गुह्यम्) |
| झायइ (ध्यायति) | | |

વિશેષ–ह्य નો य्ह પણ વિકલ્પે થાય છે જેમ–

गुय्हं (गुह्यम्), सय्हं (सह्यम्).

૯ रुष् વિગેરે ધાતુઓનો સ્વર પ્રાકૃતમાં દીર્ઘ થાય છે. તેમજ रुष्य આદિ સંસ્કૃતઅંગને પ્રાકૃત નિયમાનુસાર य નો લોપ થવાથી रुस्, तुस्स्, दुस्स्, पुस्स्, सिस्स्, सुस्स् આદિ ધાતુઓ પણ સિદ્ધ થાય છે જેમ—रूसइ

| | |
|---|---|
| तूस् (तुष्) संतोष પામવે, ખુશી થવુ | पूस् (पुष्) પોષણ કરવુ. |
| दूस् (दुष्) દોષિત કરવું | सोस् (शिष्) કહેવુ, ભેદ કરવો |
| | सूस् (शुष्) સુકાવુ, સુકાઈ જવું |

વર્તમાન કાળમાં अस् ધાતુના રૂપો સર્વવચન અને સર્વ પુરૂષોમાં "अत्थि" એવું થાય છે. વિશેષ सि પ્રત્યયની સાથે सि એવુ રૂપ સિદ્ધ થાય છે, તથા मि, मो, म, પ્રત્યયોની સાથે म्हि, म्हो, म्ह, રૂપો થાય છે.

[10]अस् ધાતુના રૂપો.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | म्हि, अत्थि. | म्हो, म्ह, अत्थि. |
| बी० पु० | सि, ,, | अत्थि. |
| त्री० पु० | अत्थि. | अत्थि. |

आर्षप्राकृतमां अस् धातुना रुपो.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प० पु० | मि, अंसि. | मो. |
| बी० पु० | सि. | ह. |
| त्री० पु० | अत्थि. | संति. |

---

१० अस् ધાતુના સંસ્કૃત તૈયાર રૂપો ને સંસ્કૃત નિયમાનુસાર ફેરફાર કરીને આ પ્રમાણે પણ રૂપો તૈયાર થાય છે, જેમકે—

| सं० | प्रा० | सं० | प्रा० |
|---|---|---|---|
| अस्मि— | अम्हि | अस्ति— | अत्थि. |
| असि— | असि. | सन्ति— | सति ઇત્યાદિ રૂપો થાય છે. |

## प्राकृत वाक्यो.

अहं वन्देमि ।
तुम्हे दोण्णि वड्ढित्था ।
ते बोल्लेन्ति ।
सो पडए ।
ते पिविरे ।
तुम्हे कहेइत्था ।
तुम्भे वीहेह ।
तुं भणेसि ।
स भणइ ।
[११]अम्हो अत्थि ।
अम्हे थक्किमु ।
स सूसइ ।

ते नमिरे ।
अम्हे वन्दिमो ।
तुज्झे वन्देइत्था ।
त वंदसे ।
सो इच्छइ ।
अम्हे वीहेमु ।
ते चरेन्ति ।
तं चरसे ।
अम्हे दो किणेइरे ।
हं म्हि ।
ते दुण्णि रक्खंति ।
तुम्हे वे अत्थि ।

अम्हे बोल्लिमो ।
तुम्हे दु रुवेह ।
अम्हो फासामो ।
तुज्झे चुक्के इत्था ।
ते दो फासेइरे ।
ह करेमि ।
अम्हे दुवे रूसामो ।
ते तूसंति ।
अम्हे चिट्ठेमु ।
तुम्हे चरेह ।
तुम्हे पूसेह ।

## ગુજરાતી વાક્યો

તમે બોલો છો.
અમે જોઈએ છીએ
તે પુછે છે
તમે ખુશી થાઓ છો.

અમે બે રક્ષણ કરીએ છીએ.
તમે આપો છો
અમે ત્યાગ કરીએ છીએ
તમે બે વિચાર કરો છો

તમે બેસો છો
તમે પડો છો
અમે હસીયે છીએ.
તેઓ ખરીદે છે.

---

૧૧ ए અને ओ પછી કોઈ પણ સ્વર આવે તો સંધિ થતી નથી आलक्खिमो एण्हिं ( आलक्ष्याम इदानीम् ) नहुल्लिहणे आवधतीइ ( नखोल्लेखने आवध्नन्त्या )

હું જમુ છુ.
તમે બે પીવો છો
તમે નમસ્કાર કરો છો.
તું રહે છે.
અમે બે છીએ.
હુ ત્યાગ કરૂ છુ.
તે દેખે છે.

તુ છે.
તેઓ વખાણે છે.
તમે ભટકો છો.
તેઓ રોષ કરે છે.
તેઓ નિંદે છે.
તમો બોધ પામો છો
તમે બે કનડો છો.

તમે બે છો.
તે ચોપડે છે.
અમે ભોજન કરીયે છીએ.
તમે બાંધો છે.
તુ ક્ષય પામે છે.
તેઓ બે કંપે છે.
તું પીડુ છે.

# पाठ ५ मो.

## ધાતુઓ.

| | |
|---|---|
| खा / खाय् } (खाद्) ખાવું, જમવું | [12]दा (दा) દાન આપવુ, દેવું. |
| गा (गै) ગાવુ | धा (धा) ધારણ કરવુ. |
| गिला (ग्लै) ગ્લાની પામવું, ખિન્ન થવું, કરમાવુ. | भा (भा) દીપવુ, પ્રકાશવું. |
| जा (जन्) ઉત્પન્ન થવુ. | पा (पा) પીવુ, પાન કરવું. |
| जा (या) જવુ, ગમન કરવુ. | मिला (म्लै) ગ્લાનિ પામવું, ખિન્ન થવું, કરમાવું. |
| झा (ध्यै) ધ્યાન કરવુ | हो (भू) હોવું, થવુ. |
| ठा (स्था) ઉભા રહેવુ. | [13]जे (जि) જીતવુ, જય પામવો. |
| ण्हा (स्ना) સ્નાન કરવું, ન્હાવુ. | डे (डी) ઉડવું |
| | ने (नी) લઈજવુ, દોરવું. |

---

૧૨ दा ધાતુને પુરૂષબોધક પ્રત્યય લગાડતા અન્ત્ય आ નો કોઈ સ્થલે ए થાય છે, જેમકે—

देइ, देन्ति, दिंति, देसि, देमि, देमु, ઈત્યાદિ રૂપો પણ થાય છે.

૧૩ સંસ્કૃતમાં જે ધાતુઓને અન્તે इ, उ, કે ऋ સ્વર હોય તો તે ધાતુના અન્ત્ય સ્વરનો इ નો ए, કોઇ ઠેકાણે अय्, उ નો अव् ऋ નો अर्. જેમકે—

| इ નો ए | उ નો अव् | ऋ નો अर् |
|---|---|---|
| ने (नी) | पहव् (ह्नु) | कर् (कृ) |
| डे (डी) | चव् (च्यु) | धर् (धृ) |
| जे / जय् } (जि) | रव् (रु) | सर् (सृ) |

चव् ( च्यु ) ચવવુ, પડવું.
ण्हव् ( ह्नु ) સતાડવુ
रव् (रु) શબ્દ કરવો, અવાજ કરવો.
सव् ( सू ) જન્મ આપવો
हव् ( हु ) હોમ કરવો
जर् (जॄ) જીર્ણ થવુ, ઘરડા થવુ
तर् (तॄ) તરવું.
धर् (धृ) ધારણ કરવુ
वर् (वृ-वॄ) વરવુ, પસદ કરવું
सर् (सृ) સરકવુ, ખસવુ, [જવું
हर् ( हृ ) હરણ કરવુ, લઇ-

१. સ્વરાન્ત ધાતુઓને પુરૂષબોધક પ્રત્યયો લગાડતા પ્રત્યયોની પૂર્વે વિકલ્પે अ પ્રત્યય આગળ મુકવામાં આવે છે

हो ધાતુના રૂપો.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प्र० पु० | होमि | होमो, होमु, होम. |
| बी० पु० | होसि | होह, होइत्था. |
| ती० पु० | होइ | [१४]होन्ति, होन्ते, होइरे. |

अ પ્રત્યય આવવાથી "होअ" અંગના થતા રૂપો

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प्र० पु० | होअमि, | होअमो, होआमो, होइमो, होएमो, |
| | होआमि, | होअमु, होआमु, होइमु, होएमु, |
| | होएमि. | होअम, होआम, होइम, होएम. |

१४ સયુક્ત વ્યજનની પૂર્વે દીર્ઘસ્વર હોય તો પ્રયોગને અનુસારે પ્રાય: હ્રસ્વ થાય છે. જેમ—होन्ति=हुन्ति, जान्ति=जन्ति, बोल्लेन्ति=बोल्लिन्ति.

| | | |
|---|---|---|
| बी० पु० | होअसि, होअसे, होएसि. | होअह, होएह. होइत्था, होएइत्था. |
| ती० पु० | होअइ, होअए, होएइ. | होअन्ति, होअन्ते, होइरे. होएन्ति, होएन्ते, होएइरे. |

प्राकृत वाक्यो.

| | | |
|---|---|---|
| अम्हे दोण्णि ठाएमो । | तुम्हे दुण्णि झाएइत्था । | हं जरेमि । |
| अम्हो नेएमु । | ते होइरे । | अहं गामि । |
| हं ठामि । | ते पान्ति । | अम्हे वे ण्हाम । |
| अम्हे होएमो । | तुं झासि । | सो ण्हवेइ । |
| अम्हे दुवे झामु । | हं ण्हाअमि । | अम्ह हवेमो । |
| हं होमि । | तुज्झे ठाएइत्था । | तुम्हे हरेह । |
| हं पामि । | तुम्हे विण्णि ने-इत्था । | स ण्हाएइ । |
| अहं झाएमि । | तुं पाअसे । | हं जामि । |
| सो होइ । | ते चवेइरे । | अम्हे वरामो । |
| | | अम्हे वे जाएमो । |
| | | अम्हे दो गाइमु । |

ગુજરાતી વાક્યો.

| | | |
|---|---|---|
| તેઓ બે ઉભા છે. | તે જાય છે. | અમે બે પિયે છિયે. |
| તું જાય છે | તે ગાય છે. | તેઓ બે હરે છે. |
| તેઓ બે ગાય છે. | હું કરમાઉં છું. | તું સ્નાન કરે છે. |
| તેઓ ખેદ પામે છે. | તે લઇ જાય છે. | તમે બે પીવો છો. |
| તે ઉભો રહે છે. | તેઓ બે જાય છે. | |

શબ્દની અંદર પણ સંયુક્ત વ્યંજનની પહેલાંનો સ્વર હ્રસ્વ થાય છે. ઉદા૦

अंब ( आम्रम् ) चुण्णो ( चूर्णः )
अस्स ( आस्यम् ) नरिंदो ( नरेन्द्रः )
तित्थ ( तीर्थम् ) नीलुप्पलं ( नीलोत्पलम् )
मुणिंदो ( मुनीद्र )

તું ખાય છે.
તેઓ આપે છે.
અમે બે ધારણ કરિયે છિયે
તમે બે આપો છો.
અમે ચવિયે છિયે.
તમે બે સરકો છો
તુ થાય છે

તમે સ્નાન કરો છો.
અમે ગ્લાનિ પામિયે છિયે.
તેઓ ધ્યાન ધરે છે.
અમે બે પ્રકાશીયે છિયે
તમે થાઓ છો
તમે બે ગ્લાનિ પામો છો.

તમે સતાડો છો.
અમે તરિયે છિયે.
તેઓ શબ્દ કરે છે.
તે પ્રકાશે છે.
તમે ઉત્પન્ન થાઓ છો.
હું ઉત્પન્ન થાઉ છું.

---

# પાઠ ૬ ઠો.

## ज्ज-ज्जा ના રૂપાખ્યાનો.

૧. વર્તમાનકાળ ભવિષ્યત્કાળ, વિધ્યર્થ-આજ્ઞાર્થમાં સર્વે ધાતુઓમાં સર્વ પુરૂષબોધક પ્રત્યયોને સ્થાને ज्ज અથવા ज्जा વિકલ્પે મુકાય છે, તેમજ ज्ज અથવા ज्जा પ્રત્યયોની પૂર્વે अ હોય તો अ નો ए થાય છે.

સર્વવચન અને સર્વપુરુષમા } ૧૫ हसेज्ज, हसेज्जा, होज्ज, होज्जा,

અથવા हसइ, हसेन्ति ઇત્યાદિ, होइ, होन्ति, ઇત્યાદિ.

૨. વર્તમાનકાળ, ભવિષ્યત્કાળ, વિધ્યર્થ અને આજ્ઞાર્થ, આકાળમાં સ્વરાન્ત ધાતુઓમાં પુરૂષબોધક પ્રત્યયો લગાડતાં પહેલાં ज्ज અથવા ज्जा વિકલ્પે લાગે છે. ઉદા૦-हो+इ=होज्जइ, होज्जाइ.

---

૧૫ પૂર્વોક્ત નિયમ ૧૪ મા પ્રમાણે હ્રસ્વ સ્વર થાય ત્યારે हुज्ज, हुज्जा, हसिज्ज, हसिज्जा પણ થાય છે.

होज्ज-होज्जा અંગના થતાં રૂપો.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प० पु० | होज्जमि, होज्जामि, होज्जेमि, होज्ज, होज्जा. | होज्जमो, होज्जामो, होज्जिमो, होज्जेमो, होज्जमु, होज्जामु, होज्जिमु, होज्जेमु, होज्जम, होज्जाम, होज्जिम, होज्जेम, होज्ज, होज्जा. |
| बी० पु० | होज्जसि, होज्जासि, होज्जेसि, होज्जसे, होज्ज, होज्जा. | होज्जह, होज्जाह, होज्जेह, होज्जइत्था, होज्जाइत्था, होज्जेइत्था, होज्जित्था, होज्ज, होज्जा. |
| त्री० पु० | होज्जइ, होज्जाइ, होज्जेइ, होज्जए, होज्ज, होज्जा | होज्जन्ति, होज्जान्ति, होज्जेन्ति, होज्जन्ते, होज्जान्ते, होज्जेन्ते, होज्जइरे, होज्जाइरे, होज्जेइरे, होज्जिरे, होज्ज, होज्जा. |

સ્વરાન્તધાતુઓને પુરૂષબોધક પ્રત્યયોની પૂર્વે 'अ' પ્રત્યય આવે છે ત્યારે થતાં રૂપો.

होअ+ज्ज=होएज्ज, होअ+ज्जा=होएज्जा, .

होएज्ज[१६] અને होएज्जा અંગના રૂપો.

| एकवचन. | बहुवचन. |
|---|---|
| | प० पु० |
| होएज्जमि, | होएज्जमो, होएज्जामो, होएज्जिमो, होएज्जेमो, |
| होएज्जामि, | होएज्जमु, होएज्जामु, होएज्जिमु, होएज्जेमु, |
| होएज्जेमि, | होएज्जम, होएज्जाम, होएज्जिम, होएज्जेम, |
| होएज्ज, | होएज्ज, होएज्जा. |
| होएज्जा. | |
| | बी० पु० |
| होएज्जसि, | होएज्जह, होएज्जाह, होएज्जेह, |
| होएज्जासि, | होएज्जइत्था, होएज्जाइत्था, होएज्जेइत्था, |
| होएज्जेसि, | होएज्जित्था, होएज्ज, होएज्जा. |
| होएज्जसे, | |
| होएज्ज, | |
| होएज्जा. | |
| | त्रा० पु० |
| होएज्जइ, | होएज्जन्ति, होएज्जान्ति, होएज्जेन्ति, |
| होएज्जाइ, | होएज्जन्ते, होएज्जान्ते, होएज्जेन्ते, |
| होएज्जेइ, | होएज्जइरे, होएज्जाइरे, होएज्जेइरे, |
| होएज्जए. | होएज्जिरे, होएज्ज, होएज्जा. |
| होएज्ज, | |
| होएज्जा. | |

---

१६ આ રૂપોનો ઉપયોગ પ્રાકૃતસાહિત્યમાં બહુ જ અલ્પ ઠેકાણે દેખવામાં આવે છે.

## जीव् धातुना रूपो.

सर्ववचन अने सर्वपुरुषमां } जीवेज्ज, जीवेज्जा,

ज्ज-ज्जा न आवे त्यारे होमि, होअमि, होआमि, होएमि तेमज जीवमि, जीवामि, जीवेमि इत्यादि पूर्वनी माफक रूपो थाय छे.

### धातुओ.

| | |
|---|---|
| अच्च् (अर्च्) पूजवु | मेल्ल्, छड्ड्, मुअ (मुच्-मुञ्च्) मुकवुं, छोडवुं. |
| गरिह् (गर्ह्) निंदवु | नस्स्, नास् (नश्-नश्य) नाश पामवुं. |
| छज्ज्, अग्घ, रेह् (राज्) शोभवुं, दीपवु | नच्च् (नृत्-नृत्य[17]) नाचवु. |
| जुज्झ् (युध्-युध्य) लडवु. | सिंच् (सिञ्च्) छांटवुं, सिंचवु. |
| डह् (दह्) बळवु, दाझवुं. | सोल्ल, पय् (पच्) रांधवु, पकाववुं. |
| तण्, तड्ड् (तन्) पाथरवु, विस्तार करवो | सिज्झ् (सिध्-सिध्य) सिद्ध थवुं. |
| | सड् (शद्) नाश पामवु, सडवुं. |

### प्राकृत वाक्यो.

| | | |
|---|---|---|
| सो अच्छेज्ज। | हं मिलाएज्जामि। | अम्हे जीवेज्ज। |
| स पिवेज्ज। | तुम्हे दो मिलाज्जइत्था। | तुं जाएज्जसे। |
| सो चुकेज्जा। | तं गरिहेसि। | तुज्झे वे मिलाएज्जाइत्था। |
| तुं चिट्ठेज्जा। | | |

१७ शब्दनी आदिमां त्य नो च अने अंदर होय तो च्च थाय छे. पण चैत्य शब्दमां त्यनो च्च थतो नथी.

| | | | | | |
|---|---|---|---|---|---|
| नच्चइ | (नृत्यति) | चाओ | (त्याग) | सच्च | (सत्यम्) |
| चयइ | (त्यजति) | पच्चओ | (प्रत्यय.) | चइत्तं | (चैत्यम्) |

| | | |
|---|---|---|
| अम्हे दो होज्जामो। | तुज्झे छड्डेज्जा। | तुं गाज्जेसि। |
| स बुज्झेज्जा। | सो पापज्जइ। | तुम्हे नच्चेज्जा। |
| अम्हे दुण्णि झाएज्जिमो। | तुब्भे ठाज्ज। | अहं छज्जेज्जा। |
| ते दुवे नेपज्जेइरे। | अम्हे वे मिलाज्जेमु। | ते नस्सेज्ज। |
| तुम्हे नेपज्जाह। | अहं करेज्जा। | तुज्झे पापज्जाह। |
| अम्हे सोल्लेज्जा। | अहं ठाज्जेमि। | अम्हे सडेज्जा। |
| | सो पाज्जाइ। | तुम्हे दुवे डहेह। |

## *ગુજરાતી વાક્યો.

| | | |
|---|---|---|
| તે બે સિદ્ધ થાય છે. | તમે બે યુદ્ધ કરો છો. | તમે પ્રકાશો છો. |
| તે વિસ્તાર કરે છે. | તુ બોધ પામે છે. | તેઓ લઈ જાય છે. |
| અમે પુજા કરિયે છિયે. | તુ ઉભો રહે છે | તમે હરો છો. |
| તમે બે છાટો છો. | તમે ધ્યાન ધરો છો. | અમે પિયે છિયે. |
| તમે ઉત્પન્ન થાઓ છો. | હુ ઉત્પન્ન થઉં છુ. | તેઓ ગાય છે. |
| તેઓ ખાય છે | તે આપે છે. | તે ધારણ કરે છે. |
| તું ખેદ પામે છે. | હુ ચુકુ છુ. | તમે વિચાર કરો છો. |
| તુ જીવે છે. | તે ગ્લાનિ પામે છે. | અમે બે ગ્લાનિ પામિયે છિયે. |
| | તમો ઉભા રહો છો. | |

## પ્રશ્નો

૧. પ્રાકૃતમાં સ્વરો અને વ્યંજનો કેટલા વપરાય છે ?

૨. ऋ, ऌ, ऐ, औ, આ સ્વરોના વિકારો કેવા થાય છે ?

૩. પ્રાકૃતમાં વિસર્ગનું શું થાય છે ?

---

* આ વાક્યો ज્જ ને ज्जा ના પ્રયોગપૂર્વક કરવા.

૪. 'ज्ज्' અને 'ज्ज्' નો પ્રયોગ ક્યા થાય ?

૫. 'मि' અને 'मो' પ્રત્યયની પહેલા પૂર્વના 'अ' માં શો ફેરફાર થાય છે ?

૬. 'से' અને 'ए' પ્રત્યય જેને ન લાગે તેવા કેટલાક ધાતુઓના રૂપો આપો.

૭. जाणित्था, गच्छेन्ति, गच्छिंति, हसिरे, हुंति, हुज्ज, झंति, गच्छिज्ज, गच्छेज्जा, આ રૂપોની સાધનિકા કરો

૮. 'अस्' ધાતુના રૂપો જણાવો.

૯. વ્યજનાન્ત અને સ્વરાન્ત ધાતુઓનારૂપોની વિશેષતા બતાવો.

૧૦. પૂર્વના સ્વરનો લોપ ક્યારે થાય તે દૃષ્ટાન્ત સહિત જણાવો.

૧૧. 'ज्ज' અને 'ज्जा' ની પૂર્વના 'अ' નુ શુ થાય ?

૧૨. સ્વરાન્ત અને વ્યજનાન્ત ધાતુઓમાં 'ज्ज' અને 'ज्जा' નો ઉપયોગ કેવી રીતે થાય છે, તે દૃષ્ટાન્ત સહિત જણાવો

૧૩ 'ने' અને पुच्छ् ધાતુના સંપૂર્ણ રૂપો જણાવો.

## ઉપસર્ગો

(૧) ઉપસર્ગો ધાતુઓની પૂર્વે મુકવામા આવે છે, અને તેઓ ધાતુઓના મૂળ અર્થોમાં ફેરફાર કરી કોઈ ઠેકાણે વિશેષ અર્થ તથા કોઈ ઠેકાણે વિપરીત અર્થ અને કોઇ ઠેકાણે જુદો અર્થ બતાવે છે-

अइ-, अति (अति) હદ બહાર, અતિશય–अइक्कमइ=તે હદબહાર જાય છે, ઉલ્લઘન કરે છે.

अहि, अधि (अधि) ઉપર, મેળવવુ–अहिचिट्ठइ=તે ઉપર બેસે છે.
अहिगच्छइ=તે મેળવે છે.

अणु (अनु) પાછળ, સરખું, જેવું—अणुकरेइ=તે અનુકરણ કરે છે, अणुगच्छइ=તે પાછળ જાય છે.

अभि } (अभि) તરફ, પાસે, સન્મુખ—अभिगच्छइ તે સન્મુખ જાય છે, તરફ જાય છે.
अहि }

अव } (अव) નીચે, દૂર, તિરસ્કાર—अवयरइ } =તે નીચે ઉતરે છે.
ओ } ओयरइ }
अवगणेइ=તે તિરસ્કાર કરે છે.

आ (आ) હદ અથવા મર્યાદાના અર્થે ઉલટાપણાના અર્થે—आगच्छइ=તે આવે છે.

अव } (अप) વિપરીત, પાછું, ઉલટું—अवक्कमइ } તે પાછો ફરે છે.
अप } ओक्कमइ }
ओ } अवसरइ } તે પાછો ખસે છે.
ओसरइ }

१९उ (उत्) ઉંચે, ઉપર—उग्गच्छइ=તે ઉપર જાય છે. उट्ठाइ=તે ઉઠે છે.

उव } (उप) પાસે—उवगच्छइ, ओगच्छइ, ऊगच्छइ=તે પાસે જાય છે,
ओ }
ऊ }

---

૧૯. उ (અન્ત્ય વ્યજનનો લોપ થયેલ હોવાથી) ઉપસર્ગની પછી જે વ્યંજન આવે તે પ્રાય. બેવડાય છે, જે વ્યજન બેવડાય છે તે વ્યંજન જો વર્ગનો બીજો કે ચોથો અક્ષર હોય તો દ્વિત્વના પ્રથમ અક્ષરનો અનુક્રમે તે વર્ગના બીજાનો પહેલો અને ચોથાનો ત્રીજો મુકાય છે, (ख्ख નો क्ख, घ्घ નો ग्घ, छ्छ નો च्छ, झ्झ નો ज्झ, ठ्ठ નો ट्ठ, ढ्ढ નો ड्ढ, थ्थ નો त्थ, ध्ध નો द्ध, फ्फ નો प्फ, भ्भ નો ब्भ થાય છે. ઉદા०
उ+ठाइ=उठ्ठाइ—उट्ठाइ, नि+झरेइ=निझ्झरेइ—निज्झरेइ, उ+धरइ =उध्धरेइ=उद्धरइ.

नि } (नि) નીચે, અંદર-निमज्जइ, नुमज्जइ=તે ડૂબે છે. निवडइ=
नु } તે નીચે પડે છે.

परा } (परा) પાછું, ઉલટું-पराजयइ=તે હારે છે. पराभवइ=તે
पला, } પરાજય પામે છે.

परि } (परि) વિશેષ, ફેરફાર થવો, ચારે બાજુ-परितूसइ=તે વિશેષ
पलि } ખુશી થાય છે.

परिअ(व)ट्टइ ફેરફાર થાય છે, પરાવર્તન થાય છે-परिअडइ (परिअटति)=ચારે બાજુ ભટકે છે.

पडि-पति } (प्रति) સામુ, ઉલટુ-पडिभासेइ=તે સામુ બોલે છે.
परि-पइ } पइजाणेइ=તે પ્રતિજ્ઞા કરે છે.

प (प्र) આગળ, પ્રકર્ષ-पजायइ=તે આગળ જાય છે. पकासेइ=તે વિશેષ પ્રકાશે છે.

वि (वि) વિશેષે કરીને, નિષેધ, વિરોધાર્થે-विकसेइ=તે વિકાસ પામે છે. विसिलिसेइ=તે વિયોગ પામે છે.

सं (सम्) સારી રીતે-संगच्छेइ=તે સારી રીતે મળે છે.

२०निर् } (निर्) નિશ્ચય, આધિક્ય નિષેધાર્થમા-निग्गच्छइ,
नि } निस्सरइ=તે બહાર નીકળે છે. नीसरइ=તે બહાર નીકળે
नी } છે-निज्जिणेइ=તે નિશ્ચય જીતે છે निर+इक्ख=निरि-
क्खेइ=તે દેખે છે, તે તપાસ કરે છે, તે નિરીક્ષણ કરે છે.

---

२० निर्-दुर् આ ઉપસર્ગના રેફનો લોપ વિકલ્પે થાય છે, પણ રેફની પછી સ્વર આવે તો લોપ થાય નહિ, જ્યારે રેફનો લોપ થાય નહી ત્યારે પછીના વ્યંજનમાં રેફ મળી જઈ તે વ્યંજન બેવડાય છે. ઉદા૦—

निर्+सहो=निस्सहो, नीसहो निसहो. निर्+अन्तरं=निरंतरं.
निर्+णेइ=निण्णेइ, दुर्+सहो=दुस्सहो, दूसहो, दुसहो.

[21]दुर्, दु, दू } (दुर्) दुष्ट रीते, दुःखे करी–दुस्सहइ–दूसहेइ=ते दुःखे करीने सहन करे छे. दुर+अवगाहेइ=दुरवगाहेइ दुःखे करीने प्रवेश करे छे

## ઉપસર્ગ સહિત ઉપયોગી ધાતુઓ.

प–विस् (प्र+विश्) પ્રવેશ કરવો.
वि–लस् (वि+लस्) વિલાસ કરવો, મોજ કરવી.
वि–लव् (वि+लप्) વિલાપ કરવો, રોવું.
वि–उव्व (वि+कृ) બનાવવું, કરવું, વિકુર્વવું.
अहि–ज्ज (अधि+इ) ભણવું, અભ્યાસ કરવો.
वि–हर् (वि+हृ) વિહાર કરવો, આનંદ કરવો.
परा–वट्ट् (परा+वृत्) ફેરફાર થવો, આવૃત્તિ કરવી
प–हर् (प्र+हृ) પ્રહાર કરવો, મારવું.
परि–हर् (परि+हृ) ત્યાગ કરવો.
नि–ण्हव् (नि+ह्नु) સંતાડવું, છુપાવવું.
अणु–जाण् (अनु+ज्ञा) આજ્ઞા કરવી, આજ્ઞા આપવી.
अणु–सर् (अनु+सृ) અનુસરવું.
प+आव्=पाव् (प्र+आप्) પામવું. મેળવવું.
वाहर् (वि+आ=हृ) બોલવું, બોલાવવું.
अइ–चर् (अति+चर) અતિચાર લગાડવો.
अहि–लस् (अभि+लष्)=અભિલાષા કરવી, ઇચ્છા કરવી.
आ–गच्छ् (आ+गम्–गच्छ्) આવવું.
आ–हर् (आ+हृ) આહાર કરવો.
सं–हर् (सं+हृ) સંહાર કરવો.
सं+गच्छ् (सं+गम्–गच्छ्) મળવું.

## प्राकृत वाक्यो.

अम्हे दुवे विहरिज्जा ।
अम्हो वे अहिज्जामो ।
अम्ह अणुसरेज्ज ।
अहं आगच्छामि ।
ते दो विलसिरे ।
तुम्हे संगच्छित्था ।

---

२१ दुर्+उत्तरं=दुत्तरं. दुर्+खिओ=दुक्खिओ–दुहिओ, (दु:खितः)

# पाठ ७ मो.

## [22]पढमा अने बीया-विभक्तिओ.

### अकारान्त नाम.

प्रत्यय.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| अकारान्त—पुल्लिंग | प०-ओ [ ए ][23] | आ. |
| | बी०-म् | या, ए. |
| अकारान्त—नपुंसकलिंग | प०बी०-म्. | इं, इँ, णि, [ इ ] |

१. अकारान्त पुल्लिंगमां पंचमीविभक्ति सिवायना स्वरादि प्रत्ययो लगाडतां पूर्वनो स्वर लोपाय छे. जेमके-जिण+ओ जिणो.

२. पदान्तमां म् होय तो सर्व ठेकाणे पूर्वना अक्षर उपर अनुस्वार मुकाय छे, तेमज ते म् नी पछी स्वर आवे तो पूर्वना अक्षर उपर अनुस्वार विकल्पे थाय छे ज्यारे अनुस्वार न थाय त्यारे म् मां पछीनो स्वर मली जाय छे. जेमके-जिणम्=जिणं, जिणम्+अजियं=जिणं अजियं अथवा जिणमजियं, उसभं अजियं च वंदे अथवा उसभमजियं च वंदे.

३. नपुंसकलिंगना इं, इँ, णि, प्रत्ययो लगाडतां पूर्वनो स्वर दीर्घ थाय छे. उदा०—फल+इं=फलाइं, एवं फलाइँ-फलाणि.

---

२२. प्राकृतभाषामा सात विभक्तिओ माटे पढमा (प्रथमा) बीया (द्वितीया) तईया (तृतीया) चउत्थी (चतुर्थी) पचमी (पञ्चमी) छट्ठी (षष्ठी) सत्तमी (सप्तमी) आ शब्दो वपराय छे.

२३. आ 'ए' प्रत्यय तेमज बीजा पण आवा कौंउसमां आपेला प्रत्ययो आर्षमांज वपराय छे. उदा०-समणे भयव महावीरे.

રૂપો.

| | |
|---|---|
| प० जिणो, जिणे. | जिणा. |
| बी० जिणं. | जिणा. जिणे. |
| प० } नाणं. बी० } | नाणाइं, नाणाइँ, नाणाणि. |

શબ્દો. (પુંલ્લિંગ.)

| प्रा० | सं० | अर्थ. | प्रा० | सं० | अर्थ. |
|---|---|---|---|---|---|
| आइरिय } आयरिय } | (आचार्य) | આચાર્ય | जणय | (जनक) | જનક, બાપ, પિતા. |
| | | | जिण | (जिन) | રાગદ્વેષરહિત જિન ભગવાન્. |
| आयव | (आतप) | તડકો. | तव | (तपस्) | તપ. |
| आस | (अश्व) | ઘોડો | तित्थयर | (तीर्थंकर) | તીર્થંકર. |
| उवज्झाय } ऊज्झाय } ओज्झाय } | (उपाध्याय) | ઉપાધ્યાય | देव | (देव) | દેવ. |
| | | | दीव | (दीप) | દીવો. |
| चोर | (चौर) | ચોર. | पाव | (पाप) | પાપી. |
| जण | (जन) | જન, માણસ. | पुत्त | (पुत्र) | પુત્ર, દીકરો. |

૨૪. શબ્દની અંદર સ્વરની પછી અસંયુક્ત જે 'क-ग-च-ज-त-द-प-य-व' તે વ્યંજનોનો પ્રાકૃતમાં લોપ થાય છે, પણ અવર્ણથી પર 'प' આવે તો 'व' થાય છે તેમજ અવર્ણની પછી અવર્ણ હોય તો 'अ' નો 'य' થાય છે, કોઈ ઠેકાણે 'क' નો 'ग' પણ થાય છે. ઉદા૦—

| | | |
|---|---|---|
| क-लोओ (लोक) | ज-रययं (रजतम) | प-रिउ (रिपुः) |
| ग-नओ (नग.) | त-जई (यति) | य-व-विओओ (वियोगः) |
| च-सई (शची) | द-गया (गदा) | व-लायग्ग (लावण्यम्) |

प नो व-पावो (पाप) । क नो ग-सावगो (श्रावक) लोगो (लोकः),

| | |
|---|---|
| पुरिस (पुरुष) પુરુષ. | मोर (मयूर) મોર. |
| वाल (वाल) બાળક, છોકરૂ. | रह (रथ) રથ. |
| वुह (वुध) પંડિત. | राम (राम) વિશેષ નામ |
| मयण (मदन) કામદેવ | वच्छ (वत्स) વાછરડો, બાળક. |
| मय (मद) અભિમાન, મદ | विओग[२५] (वियोग) વિયોગ. |
| माहण, वम्हण (व्राह्मण) બ્રાહ્મણ. | समण (श्रमण) સાધુ, શ્રમણ. |
| मुक्ख, मुरुक्ख (मूर्ख) મૂર્ખ, અજ્ઞાની. | सीस (शिष्य) શિષ્ય. |

શબ્દ. ( નપુંસકલિંગ )

| | |
|---|---|
| अब्भ (अभ्र) મેઘ, વાદળુ. | नयर (नगर) નગર. |
| कमल (कमल) કમળ. | नाण (ज्ञान) જ્ઞાન. |
| कल्लाण (कल्याण) કલ્યાણ. | दाण (दान)[२६] દાન. |
| घर (गृह) ઘર. | नच्च (नृत्य) નૃત્ય. |
| जल (जल) જળ, પાણી. | नट्ट (नाट्य) નાચ. |
| जिणविंव (जिनविम्ब) જીનેશ્વરની પ્રતિમા | |

૨૫. વ્યંજન સહિત સ્વરમાંથી વ્યંજનનો લોપ થવાથી શેષ સ્વરની પૂર્વના સ્વર સાથે સંધિ થતી નથી. આ નિયમ કોઈ ઠેકાણે લાગુ પડે છે એટલે સંધિ થાય છે. જેમકે-निसाअरो (निशाचर.), रयणिअरो (रजनिचर.) पयावई (प्रजापति.) कुम्भआरो-कुम्भारो, (कुंभकार) सुउरिसो-सूरिसो (सुपुरुष.) लोहआरो, लोहारो (लोहकार)

૨૬. શબ્દની અન્દર સ્વરની પછી અસંયુક્ત 'न' નો 'ण' થાય છે, તેમજ આદિમાં 'न' હોય તો વિકલ્પે 'ण' થાય છે. ઉદા૦—

दाणं (दानम्) | धणं (धनम्) | नाणं, णाणं (ज्ञानम्) | नरो, णरो (नरः)

| | |
|---|---|
| नेत्त[27] (नेत्र) આંખ, નેત્ર | मुह (मुख) મોઢું. |
| पण्ण (पर्ण) પાંદડું | रयय (रजत) રૂપું, ચાંદી |
| पुत्थय / पोत्थय (पुस्तक) પુસ્તક | वत्थ (वस्त्र) કપડું. |
| फुल्ल (फुल्ल) ફુલ | सिव (शिव) કલ્યાણ, મંગળ, મોક્ષ. |
| भूसण (भूषण) આભૂષણ, ઘરેણું | सुह (सुख) સુખ |

## સર્વનામ.

| | |
|---|---|
| त[28] (तत्) તે | इम (इदम्) આ. |
| ज[29] (यत्) જે. | सव्व (सर्व) સર્વ, બધું. |
| क (किम्) કોણ. | |
| एअ-एत (एतत्) આ. | अन्न (अन्य) બીજું. |

'त' અને 'एअ' નું પુલ્લિંગમાં પ્રથમાનું એકવચન અનુક્રમે स, सो અને एस-एसो રૂપ થાય છે.

સકલ સર્વનામોનું પ્રથમાનું બહુવચન ए પ્રત્યય લગાડવાથી થાય. જેમ सव्वे, के, एए, ઈત્યાદિ

---

૨૭. नेत्त શબ્દ અને તેના અર્થવાળા શબ્દો પુલ્લિંગમાં પણ વિકલ્પે વપરાય છે ઉ० नेत्ता-नेत्ताइ, नयणा-नयणाइ.

૨૮પ્રાકૃતમાં અન્ત્ય વ્યંજનોનો લોપ થાય છે, ઉદા०—

ताव (तावत्), जाव (यावत्), जग / जय (जगत्) अप्प (आत्मन्)
जसो (यशस्), तमो (तमस्), कम्म (कर्मन्)

૨૯શબ્દની આદિમાં य હોય તે ज થાય છે, તથા ઉપસર્ગની પછી य આવે તો કોઈ ઠેકાણે ज થાય છે, ઉદા०—

जसो (यशस्) जमो (यमः), जाइ (याति), संजमो-सजोगो (संयमः-संयोगः)

'क' શબ્દનું નપુંસકલિંગમાં प्र० ए० અને द्वि० ए० માં 'किं' એવું રૂપ થાય છે.

બાકીના સર્વ અકારાન્ત સર્વનામના પુલ્લિંગ અને નપુંસકલિંગના રૂપો અકારાન્ત પુલ્લિંગ અને નપુંસકલિંગ જેવાજ થાય છે, કેટલાક રૂપોમા વિશેષતા છે તે આગળ પાઠમા કહેવામાં આવશે.

## અવ્યય.

अज्ज (अद्य) આજ.
च,[30] य, अ (च) અને
वि, पि (अपि) પણ.
न (न) નહી.

અવ્યય—સર્વલિંગ, સર્વવચન અને સર્વવિભક્તિમાં સમાન રહે છે.

## ધાતુઓ.

वरिस् (वृष्)[31] વરસવું.
करिस् (कृष्) ખેડવુ, ખેંચવુ આકર્ષણ કરવુ.
दरिस् (दृश्) દેખવું
धरिस् (धृष्) સામા થવું.
मरिस् (मृश्) વિચારવુ.
गिण्ह् (ग्रह्) ગ્રહણ કરવુ.
उव-दिस् (उप+दिश्) ઉપદેશ આપવો
नमंस् (नमस्य) નમસ્કાર કરવો.
प-मज्ज् (प्र-मृज्) સંમાર્જના કરવી, સાફ કરવું.
प-यास् (प्र+काश्) પ્રકાશવું.
मरिस् (मृष्) સહન કરવુ.
हरिस् (हृष्) હર્ષ થવો.

30 જે શબ્દો છુટા પાડવાના હોય ત્યારે દરેક શબ્દોને અંતે અથવા સર્વ શબ્દોને અન્તે આ અવ્યયનો પ્રયોગ થાય છે ઉદા०—फलं च पुप्फं च वत्थं च गिण्हइ, અથવા फल पुप्फ वत्थं च गिण्हइ.

31 वृषादि ધાતુઓના ऋनो अरि થાય છે. (वर्षति)

## ગુજરાતી વાક્યો

મૂર્ખાઓ મુઝાય છે.
જ્ઞાન પ્રકાશે છે.
કમળો શોભે છે
બે નેત્રો જુએ છે.
શિષ્યો જ્ઞાન ભણે છે.
બે ઝાડ પડે છે.
ઘોડાઓ જલ પીએ છે.
દેવો તીર્થંકરોને નમે છે.
રામ પુસ્તકને અડકે છે
બે બાળક ઘરેણાં લઇ જાય છે
ઉપાધ્યાય જ્ઞાનનો ઉપદેશ કરે છે.
ધન વધે છે.
પંડિત પુસ્તકોને ચાહે છે અને
મૂર્ખાઓ રૂપાને ઇચ્છે છે

તે સિદ્ધ થાય છે
પંડિત મોક્ષને મેળવે છે.
મૂર્ખાઓ લજ્જા પામતા નથી.
વિયોગ માણસોને દુઃખ દે છે.
સાધુઓ તપ કરે છે.
બાળક વસ્ત્રને ખેંચે છે.
અમે સૂત્રનો વિચાર કરિયે છિયે.
પુત્રો પિતાને નમસ્કાર કરે છે.
પાણી સુકાય છે
બાળક પાણી પીએ છે
રામ પાપીને મારે છે.
પંડિતો રક્ષણ કરે છે
બાળકો ભય પામે છે
અભિમાન લોકોને પીડે છે

-

# पाठ ८ मो.

## तइआ અને चउत्थी-વિભક્તિઓ.

પ્રત્યય.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પુલ્લિંગ | त० ण, णं. | हि, हिँ, हिं |
| | च० य,[33] [आए] | |

નપુંસકલિંગ — અકારાન્ત નપુંસક નામોના રૂપો પહેલી બે વિભક્તિ સિવાય બાકીની બધી વિભક્તિઓમા અકારાન્ત પુલ્લિંગ નામોના જેવા જ થાય છે.

૧. તૃતીયાના એકવચન અને બહુવચનના તથા સપ્તમી વિભક્તિના બહુવચનના પ્રત્યયો લગાડતાં પૂર્વના अ નો ए થાય છે.

ઉદા૦—जिण+णं=जिणेणं, जिणेण.

जिण+हि=जिणेहि, जिणेहिँ, जिणेहिं

૨ ચતુર્થીનો य પ્રત્યય લગાડતા પૂર્વનો अ દીર્ઘ થાય છે.

उदा०—जिण+य=जिणाय.

जिण (जिन)

| | | |
|---|---|---|
| त० | जिणेणं, जिणेण. | जिणेहि, जिणेहिँ, जिणेहिं. |
| च० | जिणाय, जिणाए | |

---

૩૩. य પ્રત્યય ચતુર્થીના એકવચનમા તાદર્થ્ય (તે માટે, વાસ્તે, સારૂ) તેવા અર્થમાં વિકલ્પે મુકાય છે, તે સિવાય એકવચનમા અને બહુવચનમા છટ્ઠી વિભક્તિના પ્રત્યયો મુકાય છે. (પ્રાકૃતમા ચતુર્થી વિભક્તિને સ્થાને છટ્ઠી વિભક્તિ મુકાય છે) वह (वध) શબ્દને ચતુર્થીના એકવચનમા आइ પ્રત્યય વિકલ્પે લાગે છે ઉદા૦—वहाइ, वहाय.

नाण. ( ज्ञान )

त० नाणेणं, नागेण. नाणेहि, नाणेहिँ, नाणेहिं.
च० नाणाय, नाणाए

શબ્દો

अवमाण (अपमान) અપમાન, તિરસ્કાર
अलोग (अलोक) અલોક.
आयार (आचार) આચાર
उज्जम (उद्यम) ઉદ્યમ, મહેનત.
उवएस (उपदेश) ઉપદેશ
कुढार (कुठार) કુહાડો.
कोह[३४] (क्रोध) ક્રોધ ગુસ્સો,

---

૩૪. શબ્દની અંદર સ્વરની પછી અસંયુક્ત જે ख–घ–थ–ध અને भ નો ह થાય છે, તેમજ ट નો ड, ठ નો ढ, ड નો ल, प નો व, फ નો भ તથા ह, ब નો व પ્રાય: થાય છે, અને श–ष નો स થાય છે.

'ख'–मुह ( मुखम् )
'घ'–मेहो ( मेघ. )
'थ'–नाहो ( नाथ )
'ध'–साहू ( साधु )
'भ'–सहा ( सभा )
'ट'–घडो ( घट )
'ठ'–मढो ( मठ )
'ड'–गरुलो ( गरुड. )
'प'–उवमा ( उपमा )
'फ'–सभरी–सहरी ( शफरी )
'ब'–सवलो ( शबलः )
'श' } सेसो ( शेष )
'ष' } विसेसो ( विशेष )

ધાતુમાં–कह् (कथ्) बोह् ( बोध् ) सोह् ( शोभ् )
पील् ( पीड् ) अड् ( अट् ) लह् ( लभ् ) खिव् ( क्षिप् ).

| | |
|---|---|
| चंद (चन्द्र) ચન્દ્ર | बहिर (बधिर) બહેરા. |
| जिणेसर / जिणीसर (जिनेश्वर) જીનેશ્વર. | बंभण (ब्राह्मण) બ્રાહ્મણ |
| | भाव (भाव) ભાવ. |
| जम्म[35] (जन्मन) જન્મ | मनोरह (मनोरथ) મનોરથ. |
| देह पुं न (सम) શરીર. | महिवाल (महिपाल) રાજા |
| धम्म (धर्म) ધર્મ, ફરજ. | मिग / मअ (मृग) હરણ |
| नाय (न्याय) ન્યાય, નીતિ. | |
| नरिंद[36] / नरिन्द (नरेन्द्र) રાજા | मुहर (मुखर) વાચાલ. |
| निरय / नरय (नरक) નારકી, નરક | मुक्ख / मोक्ख (मोक्ष) મોક્ષ |

---

૩૫ શબ્દની અંદર ન્મ હોય તો મ્મ થાય અને ગ્મ નો મ્મ વિકલ્પે થાય છે.

जम्मो (जन्मन्) | जुम्म / जुग्ग (युग्मम्) | तिम्म / तिग्ग (तिग्मम्)
वम्महो (मन्मथ)

૩૬ શબ્દની અંદર રહેલ અનુસ્વારનો વર્ગીય વ્યંજન પર છતાં તે વર્ગનો અનુનાસિક વિકલ્પે થાય છે.

| | |
|---|---|
| 'ङ्'–अंगारो–अङ्गारो ( अङ्गार ) | 'ञ्'–कंचुओ–कञ्चुओ ( कञ्चुक ) |
| 'ङ्'–संघो–सङ्घो ( सङ्घः ) | 'ण्'–दंडो–दण्डो ( दण्डः ) |
| 'ङ्'–संखो–सङ्खो ( शङ्ख ) | 'न्'–चंदो–चन्दो ( चन्द्र ) |
| | 'म्'–कंपइ–कम्पइ ( कम्पते ) |

मेह (मेघ) વાદળુ.
रोस (रोष) ક્રોધ.
लोग (लोक) લોક.
वह (वध) વધ
वम्मह (मन्मथ) કામદેવ
वाह (व्याध) શીકારી
विणय (विनय) વિનય, વિવેક.
वीयराग (वीतराग) રાગરહિત.
संघ (सङ्घ) સઘ, સમુદાય, શ્રમણાદિ ચતુવિધ સઘ.
सज्जण (सज्जन) સારો માણુસ.
सढ (शठ) લુચ્ચો
सयायार (सदाचार) ઉત્તમ-આચાર, પવિત્ર આચરણુ.
सहाव (स्वभाव) સ્વભાવ, પ્રકૃતિ.
सर (शर) બાણુ.
सग्ग (स्वर्ग) સ્વર્ગ, દેવલોક.
सावग (श्रावक) શ્રાવક
सिद्ध ( सिद्ध ) સિદ્ધભગવાન, સિદ્ધ પુરૂષ
हत्थ (हस्त) હાથ

નપુસકલિંગ.

ओसढ (औषध) ઔષધ, દવા.
कज्ज (कार्य) કામ, કાજ.
कट्ठ (काष्ठ) લાકડુ.
गयण (गगन) આકાશ.
तत्त (तत्त्व) રહસ્ય, પરમાર્થ.
तलाय (तडाग) તલાવ, જલાશય.
तित्थ / तूह (तीर्थ) તીર્થ, પવિત્ર સ્થાન.
थोत्त (स्तोत्र) સ્તોત્ર
दुक्ख / दुह (दुःख) દુ ખ.
दुरिय (दुरित) પાપ
नच्च (नृत्य) નાચ
पंकअ (पङ्कज) કમલ
पाव (पाप) પાપ
पुण्ण (पुण्य) પુણ્ય, ધર્મ, પવિત્ર
पुप्फ[३७] (पुष्प) ફૂલ.
वक्क (वाक्य) વાક્ય

૩૭. શબ્દની અંદર स्प અને ष्प નો प्फ થાય છે અને આદિમાં હોય તો फ થાય છે

'ष्प'–पुप्फ ( पुष्पम् )
'ष्प'–निप्फावो ( निष्पाप. )
'स्प'–विहप्फइ ( बृहस्पति. )
'स्प'–फासो ( स्पर्श )
'स्प'–फदण ( स्पन्दनम् )
'स्प'–प्फद्धा ( स्पर्धा )

| | |
|---|---|
| रज्ज (राज्य) રાજ્ય | सील (शील) શીલ, ઉત્તમ-આચરણ. |
| सत्थ (शास्त्र) શાસ્ત્ર, આગમ | |

३८ વિશેષણ.

| | |
|---|---|
| अप्पकेर (आत्मीय) પોતાનું | सहल / सभल (सफल) ફલવાળું. |
| ३९अणेग (अनेक) એકથી વધારે. | |
| एग-एअ / एक-एक्क (एक) એક. | फरस (परुष) કઠણ, કર્કશ |
| परम (परम.) ઉત્કૃષ્ટ, શ્રેષ્ઠ | रहिअ (रहित) રહિત, વર્જિત |

અવ્યય.

| | |
|---|---|
| ४०अपि-अवि (अपि) પણ. | णाइं / अण (न) નહી |
| अहि (अभि) તરફ, પાસે | |
| कया (कदा) ક્યારે | पइ (प्रति) તરફ, પાસે. |

---

૩૮ વિશેષણને વિશેષ્યનીજ જાતિવચન અને વિભક્તિ લાગે છે

૩૯ નિષેધ બતાવવાને માટે વ્યંજનથી શરૂ થતા શબ્દના આરંભમા 'अ' અને સ્વરથી શરૂ થતા શબ્દના આરંભમાં 'अण' મુકાય છે.

| | |
|---|---|
| न लोगो-अलोगो (अलोक) | न आयारो=अणायारो (अनाचार) |
| न सच्च-असच्च (असत्यम्) | न एगो=अणेगो (अनेक) |

૪૦ अपि કે अवि અવ્યય કોઈ પણ પદની પછી આવ્યા હોય તો તેના આદિનો अ વિકલ્પે લોપાય છે, ઉદા૦—

| | |
|---|---|
| त अपि-तपि (तदपि) | केणवि / केण अवि (केनापि). |
| किं अपि-किंपि (किमपि) | |

જ્યારે લોપ ન થાય ત્યારે વિકલ્પે સંધિ થાય છે

तमवि (तदपि) | किमवि (किमपि) | केणावि (केनापि)

देवा अवि-देवावि (देवा अपि).

| | |
|---|---|
| [41] विणा (विना) સિવાય, રહિત. | सह (सम) સાથે. |
| सव्वत्थ[42] / सव्वहि / सव्वह } (सर्वत्र) બધે ઠેકાણે. | |

ધાતુઓ

| | |
|---|---|
| अड्, अड्ड् } (अट्) અટન કરવું, ભટકવું | पीण् (प्रीण्) ખુશ કરવું. |
| अग्घ् (अर्घ्) કિંમત કરવી, આદર કરવો | पेक्ख्, पिक्ख् } (प्रेक्ष्) જોવું |
| खिव् (क्षिप्) ફેંકવું. | धाव्, धाव्, धा } (धाव्) દોડવું. |
| जय् (यत्) યત્ન કરવો. | लह् (लभ्) મેળવવું. |
| छिंद् (छिन्द्) છેદવું: | सोह् (शोभ्) શોભવું. |

૪૧. विणा અવ્યયના યોગમાં બીજી ત્રીજી અને પાંચમી વિભક્તિ મુકાય છે, તેમજ सह અવ્યય અને તે અર્થવાળો બીજા અવ્યયો જે નામની સાથે જોડાય છે, તે નામ ત્રીજી વિભક્તિ મુકાય છે

ઉ૦ धम्म विणा सुह न लहेज्ज. नाणेण सह समणा सोहते.

૪૨. જે અવ્યયને અન્તે त्र હોય તેને બદલે हि–ह–त्थ, આવે છે.

| | |
|---|---|
| जहि, जह, जत्थ (यत्र) | कहि, कह, कत्थ (कुत्र) |
| तहि, तह, तत्थ (तत्र) | अन्नहि, अन्नह, अन्नत्थ (अन्यत्र) |

## प्राकृत वाक्यो.

जो एगं जाणेइ सो सव्वं जाणइ,
जो सव्वं जाणए सो एगं जाणेइ।
बुहा बुद्दे पिक्खन्ति किं मुरक्खो।
णाहं करेमि रोसं।
धणं दाणेण सहलं होइ।
समणा मोक्खाय जएन्ते।
बहिरो किमवि न सुणेइ।
समणा नाणेण तवेण सीलेण य छज्जन्ते।
सावगो अज्ज पंकएहिं जिणे अच्चेज्ज।
जणो कुढारेण कट्ठाइं छिंदइ।
पावो वहाइ जणं धाएइ।
आयरिआ सीसेहिं सह विहरेइरे।
उज्जमेण सिज्झति कज्जाणि न मणोरहेहिं।
रोगा ओसढेण नस्संते।
सीसा आयरिए विणएण वंदिरे।
सज्जणा कयाइ अप्पकेरं सहावं न छड्डिरे।
वाहो मिगे सरेहिं पहरेइ।
सीलेण सोहए देहो, नवि भूसणेहिं।
धणेण रहिओ जणो सव्वत्थ अवमाणं पावेज्ज।
वुहो फरुसेहिं वक्केहिं कंपि न पीलेइ।
भावेण सव्वे सिद्धे नमिमो।
वीयरागा नाणेण लोगमलोगं च मुणेइरे।
संघो तित्थं अडइ।
आयारो परमो धम्मो, आयारो परमो तवो।
आयारो परमं नाणं आयारेण न होइ किं॥

## ગુજરાતી વાક્યો

કામ માણુસને દુ:ખ આપે છે.

ચન્દ્રવડે આકાશ શોભે છે.

જન્મવડે બ્રાહ્મણ થતો નથી, પણ આચાર વડે થાય છે.

લોભ માણુસને પીડે છે.

રાજાઓ ન્યાય વડે રાજ્ય કરે છે.

પાપવડે મનુષ્ય નરકમાં જાય છે અને ધર્મ વડે સ્વર્ગમા જાય છે

મોર વાદળા વડે ખુશ થાય છે

તમે બે નૃત્યની સાથે ગાયન કરો છો·

બે હાથ વડે તમે પુષ્પો ગ્રહણ કરો છો.

સાધુ જ્ઞાનવિના સુખ મેળવતા નથી

અમે સ્તોત્રોવડે જીનેશ્વરની સ્તુતિ કરિયે છિયે.

લુચ્ચો સજ્જનોને નિંદે છે.

ઉપાધ્યાય સૂત્રોનો ઉપદેશ કરે છે.

મૂર્ખ દીવા વડે વસ્ત્રો બાળે છે.

અમે પુષ્પો વડે જીન બિંબની પૂજા કરિયે છિયે

માણુસ ધર્મવડે સર્વઠેકાણે સુખ પામે છે.

પંડિત પણ મૂર્ખાઓને ખુશ કરી શકતા નથી.

સાધુઓ કામ ક્રોધ અને લોભને જીતે છે.

વીર શસ્ત્રો ફેંકે છે.

અમે બે સંઘની સાથે તીર્થ તરફ જઇયે છિયે.

વાચાલ માણુસ કાંઈ પણ કરી શકતો નથી.

જે તત્વો જાણે છે તે પંડિત છે.

# पाठ ९ मो.

## પંચમી અને છટ્ઠી વિભક્તિઓ

### અકારાન્ત નામ

પ્રત્યય

| | एक व० * | बहु व० |
|---|---|---|
| અકારાન્ત પુલ્લિંગ | पं० त्तो, ओ उ. (तो–तु) हि, हिन्तो (लुक्) | त्तो, ओ, उ (तो–तु) हि हिन्तो, सुन्तो, एहि, एहिन्तो, एसुन्तो |
| | छ० स्स. | ण, णं. |

અકારાન્ત નપુંસક—પુલ્લિંગ પ્રમાણે.

१, त्तो અને एकारादि પ્રત્યયો વિના પંચમી વિભક્તિના સર્વે પ્રત્યયો લગાડતા પૂર્વના अ નો आ થાય છે, જેમકે-देव+ओ= देवाओ, देव+हिन्तो=देवाहिन्तो, देव+त्तो=देवत्तो.

२ एकारादि પ્રત્યયોની પૂર્વે अ નો લોપ થાય છે, જેમકે-देव+एहि=देवेहि

३ ષષ્ઠી વિભક્તિના બહુવચનના પ્રત્યયો લગાડતાં પૂર્વના अ, इ, उ, દીર્ઘ થાય છે, જેમકે-देव+णं=देवाणं.

---

* तो–तु આ પ્રત્યયવાળા પંચમીનારૂપો वसुदेवहिण्डि આદિ પ્રાકૃતકથાઓમા તેમજ મન્ત્રોની ચૂર્ણિઆદિમાં બહુજ વપરાયેલા છે.

जिण. ( जिन )

| | | |
|---|---|---|
| पं० | जिणत्तो, जिणाओ, जिणाउ, जिणाहि, जिणाहिन्तो, जिणा. | जिणत्तो, जिणाओ, जिणाउ, जिणाहि, जिणाहिन्तो, जिणासुन्तो, जिणेहि, जिणेहिन्तो, जिणेसुन्तो, |
| छ० | जिणस्स. | जिणाण, जिणाणं. |

नाण. ( ज्ञान )

| | | |
|---|---|---|
| पं० | नाणत्तो, नाणाओ. नाणाउ, नाणाहि, नाणाहिन्तो, नाणा. | नाणत्तो, नाणाओ नाणाउ, नाणाहि, नाणाहिन्तो, नाणासुन्तो, नाणेहि, नाणेहिन्तो, नाणेसुन्तो. |
| छ० | नाणस्स. | नाणाण, नाणाणं. |

શબ્દો (પુલ્લિંગ)

अजीव (अजीव) અજીવ, જડ.
अट्ठ, अत्थ (अर्थ) ધન, વસ્તુ, કારણ, પદાર્થ, અર્થ.
आणंद (आनन्द) વિશેષ નામ.
छप्पअ[43] (षट्पद) ભમરો.
जीव (जीव) જીવ.

૪૩. સંયુક્ત વ્યંજનનો પ્રથમ અક્ષર જો क्-ग्-ट्-ड्-त्-द्-प्-म्-श्-ष्-स् અને ᳵख-ᳶप હોય તો લોપ થાય છે, લોપ થયા પછી શેષ વ્યંજન તેમજ સંયુક્ત વ્યંજનને સ્થાને આદેશ-ભૂત વ્યંજન શબ્દની આદિમાં ન હોય તો દ્વિત્વ થાય છે, ( દ્વિત્વ થયેલ વ્યંજન વર્ગીય બીજો કે ચોથો અક્ષર હોય તો દ્વિત્વના પહેલા વ્યંજનને સ્થાને અનુક્રમે વર્ગનો પહેલો ને ત્રીજો મુકાય છે ( નિ. ૧૯ મો જુઓ ) અપવાદ-દીર્ઘસ્વર તથા અનુસ્વાર પછી શેષવ્યંજન તથા

| | |
|---|---|
| नाय (न्याय) નીતિ. | मंदर (मन्दर) મેરૂ પર્વત. |
| नेह (स्नेह) સ્નેહ, પ્રેમ પ્રીતિ. | मणूस (मनुष्य) માણસ. |
| पव्वअ (पर्वत) પર્વત | मुणिंद (मुनीन्द्र) આચાર્ય, મુનિવર |
| पच्छायाव (पश्चाताप) અનુતાપ, બળાપો. | वग्घ (व्याघ्र) વાઘ |
| मग्ग (मार्ग) રસ્તો માર્ગ. | वग्ग[४४] (वर्ग) સમૂહ વર્ગ. |

આદેશભૂત વ્યંજન દ્વિત્વ થાય નહી તેમજ र-ह પણ દ્વિત્વ થતા નથી. ઉદા૦—

| | |
|---|---|
| 'क्'-भुत्त (भुक्तम्) | 'ष्'-निट्ठुरो (निष्ठुर.) |
| 'ग्'-दुद्धं (दुग्धम्) | 'स्'-नेहो (स्नेहः) |
| 'ट्'-छप्पओ (षट्पद) | '×क'-दुक्ख (दुःखम्) |
| 'ड्'-खग्गो (खड्गः) | '×प'-अन्तप्पाओ (अन्तःपात). |
| 'त्'-उप्पल (उत्पलम्) | दीर्घस्वर-फासो (स्पर्श.) |
| 'द्'-मोग्गरो (मुद्गर.) | अनुस्वार-मझा (सन्ध्या). |
| 'प्'-सुत्तो (सुप्त) | 'र्'-बम्हचेर (ब्रह्मचर्यम्) |
| 'श्'-निच्चलो (निश्चल) | 'ह्'-विहलो (विह्वल) |

૪૪ સંયુક્ત વ્યંજનને અંતે म्-न्-य्-ल्-व्-ब्-र् હોય તથા સંયુક્ત વ્યંજનનો પહેલો વ્યંજન ल्-व्-ब्-र् હોય તો લોપ થાય છે. (જ્યાં બન્ને વ્યંજનોનો લોપ થતો હોય ત્યાં પ્રયોગને અનુસારે બેમાંથી એકનો લોપ કરવો. જેમકે—कव्व (काव्यम्), पक्क (पक्वम्), सण्ह-लण्हं (श्लक्ष्णम्), दार-बार (द्वारम्)

| | |
|---|---|
| विणास (विनाश) નાશ | सद्द (शब्द) શબ્દ. |
| संप्फास[45] (सस्पर्श) સ્પર્શ, અડકવુ. | सप्प (सर्प) સાપ. |
| | संतोस (संतोष) સંતોષ |

| | |
|---|---|
| 'म्'–सरो ( स्मरः ) | 'व्'–पक्क ( पक्वम् ) |
| 'न्'–नग्गो ( नग्न ) | 'व्'–सद्दो ( शब्द. ) |
| 'य्'–वाहो ( व्याघ ) | 'र्'–चक्क ( चक्रम् ) |
| 'ल्'–सण्हं ( श्लक्ष्णम् ) | 'र्'–अक्को ( अर्क. ) |
| 'ल्'–वक्कल ( वल्कलम् ) | 'र्'–वग्गो ( वर्ग ) |

૪૫. य–र्–व्–श्–ष्–स् એ વ્યજનો श, ष, स ની સાથે પૂર્વે કે પછી જોડાયેલા હોય તો તે વ્યજનોનો પૂર્વોક્ત નિયમાનુસારે લોપ થયે છતે શેષ રહેલા श, ष, स દ્વિત્વ થતા નથી પરન્તુ તેની પૂર્વનો સ્વર દીર્ઘ કરવામાં પણ આવે છે. જેમકે—

| | |
|---|---|
| 'श्य'–आवासय / आवस्सय } (आवश्यकम्) | 'ष्य'–सीसो / सिस्सो } ( शिष्य. ) |
| ,, नासइ / नस्सइ } ( नश्यति ) | 'र्ष'–कासओ / कस्सओ } ( कर्षक ) |
| 'श्र'–वीसामो / विस्समो } ( विश्राम. ) | 'ष्व'–वीसु ( विष्वक् ) |
| 'र्श'–सफासो ( सस्पर्श ) | 'ष्प'–नीसित्तो / निस्सित्तो } ( निष्पिक्त. ) |
| 'श्व'–आसो / अस्सो } ( अश्व ) | 'स्य'–साम / सस्सं } ( शस्यम ) |
| 'श्व'–वीससइ / विस्ससइ } ( विश्वसिति ) | 'स्व'–विकासरो / विकस्सरो } ( विकस्वरः ) |
| 'श्श'–मणासिला / मणस्सिला } ( मनश्शिला ) | 'स्स'–नीसहो / निस्सहो } ( निस्सहः ) |

## નપુંસકલિંગ.

अज्झयण (अध्ययन) અધ્યયન

आवासय } (आवश्यक)
आवस्सय }
અવશ્ય કરવાનુ નિત્યકર્મ, ધર્માનુષ્ઠાન

उप्पल (उत्पल) કમળ.

कम्म ( कर्मन् ) કામ, કર્મ, જ્ઞાનાવરણીયઆદિ કર્મ

कव्व (काव्य) કાવ્ય.

चरण (चरण) ચારિત્ર

चरित्त (चरित्र) ચરિત્ર, વૃતાંત

दंसण (दर्शन) ચક્ષુ, જોવુ, સમ્યક્‌દર્શન, મત, ધર્મશાસ્ત્ર.

दइव (दैव) દૈવ, ભાગ્ય, અદષ્ટ.

दुद्ध (दुग्ध) દુધ.

धन्न (धान्य) ધાન્ય, અનાજ.

फल (फल) ફળ

मूल (सम) મૂળકારણ, આદિકારણ.

वयण (वचन) વચન.

सुत्त (सूत्र) સૂત્ર

सम्मत्त ( सम्यक्त्व ) સત્યતત્ત્વ ઉપર શ્રધ્ધારાખવી, સમ્યક્‌દર્શન

सोक्ख (सौख्य) સુખ.

हिअअ } (हृदय) હદય, મન
हिअ }

हरण (सम.) હરણ કરવુ, લઇ જવુ.

## વિશેષણ.

अणाबाह (अनाबाध) પીડા રહિત.

गुरुअ } (गुरुक) મોટુ, ઘણુ, ભારે
गरुअ }

दीण (दीन) ગરીબ

नग्ग (नग्न) નગ્ન, વસ્ત્ર રહિત

निच्चल (निश्चल) સ્થિર, અચળ, દઢ

निट्ठुर (निष्ठुर) ઘાતકી, નિર્દય.

पक्क (पक्व) પાકેલું

पयासग (प्रकाशक) પ્રકાશ કરનાર.

महुर (मधुर) મધુર, સુંદર.

मूढ (मूढ) મોહ પામેલ, મૂર્ખ, અજ્ઞાની.

वराय (वराक) ગરીબ, દીન.

विविह (विविध) અનેક પ્રકારે, બહુવિધ, જુદી જુદી જાતનુ.

विरुद्ध (सम) વિપરીત, પ્રતિકૂલ

सुत्त ( सुप्त ) સૂતેલ

## અવ્યય

अईव (अतीव) ઘણું, વધારે, અતિશય.

कासइ (कस्यचित्) કોઈકનું.

जह } जहा } (यथा) જે પ્રમાણે, જેમ જેવી રીતે.

तह } तहा } (तथा) તે પ્રમાણે, તેમ

धि (धिक्) ધિક્, ધિક્કારવચન

धिद्धि (धिक्धिक्) „ „

नमो[47] (नमस्) નમસ્કાર, નમન.

पुण, पुणा, पुणाइ } (पुनर्) વળી, ફરીથી.

मिच्छा (मिथ्या) ફોગટ, અસત્ય.

व-वा (वा) વા અથવા કે

सद्धिं (सार्धम्) સાથે

संपइ (सम्प्रति) હમણાં, હાલે.

सव्वया (सर्वदा) હમેશા, સદા.

सइ-सया (सदा) સદા, હમેશાં.

सुट्ठु (सुष्ठु) સારી રીતે, સારૂં.

## ધાતુ.

अइक्कम् (अति+क्रम्) ઉલ્લંઘન કરવું, હદ બહાર જવું.

अवेक्ख् } अविक्ख् } (अपेक्ष्) અપેક્ષા કરવી, ગરજ રાખવી

खम् (क्षम्) ક્ષમા કરવી, માફી માગવી, સહન કરવું

डर् (त्रस) ત્રાસ પામવું, ડરવું.

निस्सर } नीहर } (निस्सर्) નીકળવું.

परिक्ख् } परिच्छ् } (परीक्ष्) પરીક્ષા કરવી, તપાસ કરવી

[48]रुच्च् } रोय् } (रुच्) રુચવું, પસંદ પડવું

वक्खाण् (व्याख्यानय्) વ્યાખ્યાન કરવું, સ્પષ્ટ સમજાવવું.

वीसस् } विस्सस् } (वि+श्वस्) વિશ્વાસ કરવો, ભરોસો કરવો.

विक्किण } विक्के } (वि+क्री) વેચવું.

विढव् } अज्ज } (अर्ज्) મેળવવું, ઉપાર્જન કરવું, પેદા કરવું.

सद्दह् (श्रद्+धा) શ્રદ્ધા કરવી

समायर् (समाचर्) કરવું, આચરણ કરવું

---

૪૭. नमो આ અવ્યયના યોગમાં છઠ્ઠી વિભક્તિ મુકાય છે. ઉદા૦—नमो जिणाण (नमो जिनेभ्य).

૪૮. આ ધાતુના યોગમાં જેને પસંદ પડતું હોય તે શબ્દને છઠ્ઠી વિભક્તિ આવે છે. ઉદા૦—बालाण दुग्ध रुच्चइ

## प्राकृत वाक्यो ।

नमो सिद्धाणं ।

नमो उवज्झायाणं ।

समणा सव्वयच्चिअ आवा-
सयं कम्मं समायरंति ।

जह छप्पआ उप्पलाणं रसं
पिबिरे ताइं च न पीलंति
तह समणा संति ।

जो खमइ सो धम्मं सुट्ठु-
आराहेइ ।

वुड्ढो नरिंदस्स संतोसाय
कव्वाइं रएइ ।

अईव नेहो दुहस्स मूलमत्थि ।

धम्मस्स फलमिच्छंति धम्मं
नेच्छंति मणूसा ।

समणो सावगाणं जिणिंदाणं
चरित्तं वक्खाणेइ ।

बालो सप्पस्स दंसणेण डरइ
किं पुण संफासेण ।

मुणिंदो सीसाण सुत्ताणमट्ठ-
मुवएसइ ।

नाणं तत्ताणं पयासगं होइ ।

धम्मो कासइ न रोएइ ।

निट्ठुरो पावेहिंतो धम्मं वच्चइ ।

आणंदो सावगो दंसणत्तो न
कया चलइ ।

पव्वयाणं मंदरो निच्चलो अत्थि ।

सो पमाया सुत्तं पुत्त पहरेइ ।

अट्ठाए गामाओ गाममडंति
वंभणा ।

तस्स वच्छस्स पक्काइं
फलाणि अईव महुराणि संति ।

धम्मिओ सइ दीणाणं जणाणं
धन्नाइ देइ ।

जस्स धम्मो व अट्ठो अत्थि
तं नरं सव्वे अविक्खिरे ।

सो नग्गो भमइ, जणेहिंतो वि
न लज्जए ।

धम्मो सुहाणं मूलं, दप्पो मूलं
विणासस्स ।

धिध्धि मूढा जीवा, कुणंति
गुरुए मणोरहे विविहे ।

न उ जाणंति वराया, झायइ
दइव्वं किमवि अन्नं ॥१॥

विणया णाण णाणाओ, दंसणं
दंसणेहि चरणं च ।

चरणाहिंतो मुक्खो, मोक्खे
सोक्खं अणाबाहं ॥२॥

## ગુજરાતી વાકયો.

સજ્જન પુરુષો પાપીઓનો વિશ્વાસ રાખતા નથી.

સિંહના શબ્દ વડે મનુષ્યોનાં હૃદય કંપે છે.

સાધુઓનો સમુદાય જિનેશ્વરની સાથે મોક્ષમાં જાય છે.

મૂર્ખાઓ ચારિત્રની શ્રદ્ધા રાખતા નથી.

જીવો અને અજીવોને પ્રકાશ કરનારૂં શું છે ?

જે ચારિત્રની શ્રદ્ધા કરે છે, તે ભાવથી શ્રાવક છે

તે ઘેરથી નીકળે છે અને સાધુ થાય છે.

પશ્ચાતાપથી પાપો નાશ પામે છે.

શિષ્યો ઉપાધ્યાયની પાસે અધ્યયનો ભણે છે.

જે ન્યાય માર્ગનું ઉલ્લંઘન કરે છે, તે દુઃખ પામે છે.

રાજા કાવ્યોવડે પંડિતોની પરીક્ષા કરે છે.

વાઘથી માણસ ભય પામે છે.

સઘ ધર્મવિરૂદ્ધ સહન કરતો નથી.

ધર્મીજન પાપોથી ડરે છે.

કોઇનુ ધન હરવુ તે પાપ છે.

જેઓ જીનેશ્વરનુ વચન ઉલ્લંઘન કરે છે તેઓ સુખ પામતા નથી.

તું વિનયથી સારી રીતે શોભે છે.

તેને ધિક્કાર પડો કે તે બધાને નિંદે છે.

તે ધાન્ય વેચે છે અને ઘણું દ્રવ્ય કમાય છે

તું તેને ફોગટ નીંદે છે

શિષ્યો હંમેશાં સૂત્રોના અધ્યયનોની આવૃત્તિ કરે છે

બાળકોને દુધ પસદ પડે છે

# पाठ १० मो

## सत्तमी विभक्ति तथा संबोहण.

प्रत्यय.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| અકારાન્ત પુલ્લિંગ | स० ए, म्मि [सि] | सु, सुं. |
| | सं० ओ, आ, [ए] | आ. |

અકારાન્ત નપુંસક–પુલ્લિંગ પ્રમાણે.

૧. सि પ્રત્યય લગાડતાં પૂર્વના અક્ષર ઉપર અનુસ્વાર મુકાય છે, જેમકે–समणंसि (श्रमणे) घरंसि (गृहे)

૨. નપુંસકલિંગના સંબોધનના એકવચનમાં મૂલરૂપ જ થાય છે. તેમજ બહુવચન પણ પ્રથમાના તે તે રૂપ જેવું જ થાય છે.

### जिण (जिन)

| | | |
|---|---|---|
| स० | जिणे, जिणम्मि, जिणंसि. | जिणेसु, जिणेसुं. |
| सं० | हे जिण, जिणो, जिणा, जिणे. | जिणा. |

### नाण (ज्ञान)

| | | |
|---|---|---|
| स० | नाणे, नाणम्मि, नाणंसि. | नाणेसु, नाणेसुं |
| सं० | हे नाण. | नाणाइं, नाणाइँ, नाणाणि. |

સર્વનામના રૂપો વિસ્તારથી આગળ પાઠમાં કહેવામાં આવશે પણ જે રૂપોમાં વિશેષ ફેરફાર નથી. તે રૂપો અત્રે આપવામાં આવે છે. સર્વનામ શબ્દોના રૂપો અને પ્રત્યયો અકારાન્ત પુલ્લિંગ અને નપુંસકલિંગના જેવા છે. પણ પ્રથમાના બહુવચનમાં ए પ્રત્યય અને સપ્તમીના એકવચનમાં स्सिं, म्मि, त्थ, हिं, सि પ્રત્યયો લગાડાય છે તથા ષષ્ઠીના બહુવચનમાં एसिं પ્રત્યય વિકલ્પે લગાડાય છે.

અપવાદ–इम (इदम्) ને एअ (एतद्) સર્વનામને સપ્તમીના એકવચનનો हिं પ્રત્યય લાગતો નથી, ઉદા૦–प्र० ब०–

सव्वे, छ० ब०–सव्वेसिं, सव्वाण, सव्वाणं, स० प० सव्वस्सि, सव्वम्मि, सव्वत्थ, सव्वहिं, सव्वंसि.

અકારાન્ત પુલ્લિંગ "देव" શબ્દના રૂપો.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| प० | देवो, देवे. | देवा. |
| बी० | देवं, देवे. | देवे, देवा. |
| त० | देवेणं, देवेण. | देवेहि, देवेहिँ, देवेहिं. |
| च० | देवाय, देवाए, देवस्स, | देवाण, देवाणं |
| पं० | देवत्तो, देवाओ, देवाउ, देवाहि, देवाहिन्तो, देवा. | देवत्तो, देवाओ, देवाउ, देवाहि, देवाहिन्तो, देवासुन्तो, देवेहि, देवेहिन्तो देवेसुन्तो. |
| छ० | देवस्स. | देवाण, देवाणं. |
| स० | देवे, देवम्मि, देवंसि. | देवेसु, देवेसुं |
| सं० | हे देव, देवो, देवा, देवे. | देवा |

અકારાન્ત પુલ્લિંગ "सव्व" શબ્દના રૂપો.

| | एकवचन. | बहुवचन |
|---|---|---|
| प० | सव्वो, सव्वे. | सव्वे. |
| बी० | सव्वं. | सव्वे, सव्वा. |
| त० | सव्वेण, सव्वेणं. | सव्वेहि, सव्वेहिँ, सव्वेहिं. |
| च० | सव्वाय, सव्वाए, सव्वस्स. | सव्वेसिं, सव्वाण, सव्वाणं. |
| पं० | सव्वत्तो, सव्वाओ, सव्वाउ, सव्वाहि, सव्वाहिन्तो, सव्वा. | सव्वतो, सव्वाओ, सव्वाउ, सव्वाहि, सव्वाहिन्तो, सव्वासुन्तो, सव्वेहि, सव्वेहिन्तो, सव्वेसुन्तो. |

| | एकवचन | वहुवचन. |
|---|---|---|
| छ० | सव्वस्स. | सव्वेसिं, सव्वाण, सव्वाणं |
| स० | सव्वस्सिं, सव्वम्मि, सव्वत्थ, सव्वहिं, सव्वंसि. | सव्वेसु, सव्वेसुं |
| सं० | हे सव्व, सव्वो, सव्वा, सव्वे. | सव्वे. |

नपुंसकलिंग. वण (वन)

| | एकवचन. | वहुवचन. |
|---|---|---|
| प० } वी० } | वणं. | वणाइं, वणाइँ, वणाणि, |

तृतीया विगेरे पुलिंग प्रमाणे.

| | | |
|---|---|---|
| सं० | वण. | वणाइं, वणाइँ, वणाणि. |

सव्व (सर्व)

| | | |
|---|---|---|
| प० } वी० } | सव्वं. | सव्वाइं, सव्वाइँ, सव्वाणि. |

तृतीयादि पुलिंग प्रमाणे.

पुल्लिंग. त (तद्) शब्दना रूपो.

| | एकवचन | वहुवचन. |
|---|---|---|
| प० | स, सो, से | ते. |
| वी० | तं | ते, ता |
| त० | तेणं, तेण | तेहि, तेहिँ, तेहिं. |
| च० | ताए, तस्स. | तेसिं, ताण, ताणं. |
| पं० | तत्तो, ताओ, ताउ, ताहिन्तो, ता | तत्तो, ताओ, ताउ, ताहि, ताहिन्तो तासुन्तो, तेहि, तेहिन्तो, तेसुन्तो. |
| छ० | तस्स | तेसिं, ताण, ताणं |

स० तस्सिं, तम्मि, तत्थ, तहिं, तंसि. — तेसु, तेसुं.

एअ-एत (एतद्)

| | एकवचन | बहुवचन. |
|---|---|---|
| प० | एस, एसो, एसे. | एए |
| बी० | एअं | एए, एआ. |
| त० | एएणं, एएण. | एएहि-हिँ-हि. |

शेषं 'त' શબ્દ પ્રમાણે

| | | |
|---|---|---|
| स० | एअस्सिं, एअम्मि, एअत्थ, एअंसि | एएसु, एएसुं. |

નપુંસકલિંગ.

| | ए० | ब० |
|---|---|---|
| प० } बी० | तं. | ताइं, ताइँ, ताणि. |

બાકીના પુલ્લિંગ પ્રમાણે

| | ए० | ब० |
|---|---|---|
| प० } बी० | एअं. | एआइं, एआइँ, एआणि |

બાકીના પુલ્લિંગ પ્રમાણે.

ज (यत्)

| | | |
|---|---|---|
| प० | जो, जे. | जे. |
| बी० | जं. | जे, जा. |

બાકીના 'त' શબ્દ પ્રમાણે

| | | |
|---|---|---|
| प० } बी० | जं. | जाइं, जाइँ, जाणि |

બાકીના પુલ્લિંગ પ્રમાણે

क (किम्)

| | ए० | ब० |
|---|---|---|
| प० | को, के | के. |
| बी० | कं. | के, का. |

બાકીના 'त' શબ્દ પ્રમાણે.

| | | |
|---|---|---|
| प० } बी० | किं | काइं, काइँ, काणि |

બાકીના પુલ્લિંગ પ્રમાણે

इम (इदम्)

| | | |
|---|---|---|
| प० | इमो, इमे. | इमे. |
| बी० | इमं. | इमे, इमा. |

બાકીના 'त' શબ્દ પ્રમાણે.

| | | |
|---|---|---|
| स० | इमस्सिं, इमम्मि, इमत्थ, इमंसि. | इमेसु, इमेसुं. |
| प० } बी० | इमं. | इमाइं, इमाइँ, इमाणि. |

બાકીના પુલ્લિંગ પ્રમાણે.

શબ્દ—( પુલ્લિંગ. )

अणत्थ } (अनर्थ) नुकशान,हानि
अणट्ठ }

आइच्च (आदित्य) सूर्य.

इंदियचोर (इन्द्रियचोर) ઇન્દ્રિય રૂપી ચોર.

उच्छाह (उत्साह) ઉત્સાહ,આનંદ.

काउस्सग्ग (कायोत्सर्ग) કાયાનો ત્યાગ.

[४९]खंध (स्कन्ध) ખભો.

[५०]खमासमण (क्षमाश्रमण) સાધુ, ક્ષમાપ્રધાન મુનિ

गुण (गुण) ગુણ.

जक्ख (यक्ष) યક્ષ.

पंडिअ (पंडित) પંડિત

[६]परोवयार (परोपकार) પરોપકાર.

पच्चूस } (प्रत्यूष) પ્રાતઃકાળ.
पच्चूह }

पज्जाय (पर्याय) પર્યાય રૂપાન્તર.

पाणाइवाय (प्राणातिपात) જીવ-હિંસા.

पाउस (प्रावृष) વર્ષાઋતુ, ચોમાસુ.

भव (सम) ભવ, સંસાર.

भार (सम) ભાર, બોજો.

मण (मनस्) મન.

मच्छर (मत्सर) ઇર્ષ્યા, દ્વેષ.

मअंक } (मृगाङ्क) ચન્દ્ર.
मिअंक }

मअ (मद) મદ, અભિમાન.

---

૪૯. સંજ્ઞાવાચી શબ્દની અંદર 'ष्क' અને 'स्क' નો क्ख થાય અને આદિમાં હોય તો ख થાય છે

'ष्क'—पोक्खर (पुष्करम्) 'स्क'—अवखंदो (अवस्कन्द )
,, निक्खं (निष्कम् ) ,, खंधो (स्कन्धः)

૫૦ શબ્દની અંદર क्ष નો क्ख અને કોઇ ઠેકાણે च्छ–ज्झ પણ થાય છે અને આદિમાં હોય તો ख–छ–झ થાય છે.

खओ (क्षय )
खीर } (क्षीरम् )
छीर }

रिच्छो } (ऋक्ष.)
रिक्खो }
सरिच्छो (सदृक्ष.)

खीणं }
छीणं } (क्षीणम् )
झीण }
वच्छो (वक्ष.)

| | |
|---|---|
| [51] रिच्छ } रिक्ख } (ऋक्ष) રીંછ. | वियार (विचार) વિચાર. |
| | [52] वेज्ज (वैद्य) વૈદ. |
| विसय (विषय) ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો. | सूर (शूर) શૂર, પરાક્રમી. |

## શબ્દ-(નપુંસકલિંગ.)

| | |
|---|---|
| अच्चण (अर्चन) પૂજન, પૂજવું. | चरणधन (चरणधन) ચારિત્રરૂપી ધન. |
| अच्छेर (आश्चर्य) વિસ્મય, ચમત્કાર. | झाण (ध्यान) ધ્યાન. |
| उज्जाण (उद्यान) બગીચો, ઉદ્યાન. | नक्खत्त (नक्षत्र) નક્ષત્ર. |
| कज्ज (कार्य) કામકાજ. | मंस } मास } (मांस) માંસ |
| घर (गृह) ઘર. | |
| चइत्त } चेइअ } (चैत्य) જીનમંદિર, જીનમૂર્તિ | मज्ज (मद्य) મદ્ય, દારૂ, મદિરા. |

૫૧. શબ્દની આદિમાં (વ્યંજન પછી) 'ऋ' હોય તો 'अ' થાય છે, તેમજ આદિમાં કેવલ 'ऋ' હોય તો 'रि' થાય, कृपादि શબ્દમાં 'ऋ' નો 'इ' અને ऋतु આદિ શબ્દોમાં 'ऋ' નો 'उ' થાય છે, તથા दृशના 'दृ' નો 'रि' થાય અને ऋण-ऋजु-ऋषभ-ऋतु-ऋषि આ શબ્દોમાં 'ऋ' નો 'रि' વિકલ્પે થાય અને वृषभના 'वृ' નો 'उ' વિક૦ થાય છે ઉદા૦—

| | | |
|---|---|---|
| घयं (घृतम्) | हियथं (हृदयम्) | रिणं-अणं (ऋणम्) |
| कयं (कृतम्) | पुट्ठो (स्पृष्ट.) | उसहो-वसहो (वृषभ.) |
| रिच्छो (ऋक्ष) | उऊ-रिउ (ऋतु) | रिसहो } उसहो } (ऋषभः) |
| रिद्धी (ऋद्धि.) | सरिसो (सदृश) | |
| किवा (कृपा) | | |

૫૨. શબ્દની અન્દર द्य, य्य, र्य હોય તો 'ज्ज' થાય અને આદિમાં હોય તો 'ज' થાય છે.

| | | |
|---|---|---|
| 'द्य'-मज्ज (मद्यम्) | 'र्य'-भज्जा (भार्या) | 'र्य'-पज्जाओ (पर्याय) |
| ,,-वेज्जो (वैद्य) | 'र्य'-कज्जं (कार्यम) | 'द्य'-जोअए (द्योतते) |
| 'य्य'-सज्जा (शय्या) | | |

[५३]वच्छल्ल (वात्सल्य) प्रेमपणु, वात्सल्यता.

वक्खाण (व्याख्यान) વખાણુ.

वुड्ढत्तण (वृद्धत्व) વૃદ્ધપણુ.

सच्च (सत्य) સાચુ, યથાર્થવચન.

साहज्ज / साहेज्ज (साहाय्य) મદદ, સહાયતા.

सामाइअ (सामायिक) સામાયિક.

सुवण्ण (सुवर्ण) સોનુ

सिहर (शिखर) શિખર.

## વિશેષણુ.

अहिअ (अधिक) ઘણુ, અત્યન્ત

उज्जय (उद्यत) તત્પર.

किच्च (कृत्य) કાર્ય, કર્તવ્ય.

खीण / छीण / झीण (क्षीण) જીર્ણ, દુર્બલ,

जारिस (यादृश) જેવુ,જેવા પ્રકારનું

तारिस (तादृश) તેવુ, તેવા પ્રકારનુ.

थिअ (स्थित) રહેલુ, સ્થિર થયેલુ

निक्कारण (निष्कारण) પ્રયોજન રહિત.

निम्मलयर (निर्मलतर) અતિશય નિર્મળ.

निच्च (नित्य) અવિનશ્વર,શાશ્વત.

पयासयर (प्रकाशकर) પ્રકાશ કરનાર.

पच्छ (पथ्य) હિતકારી વસ્તુ.

पसत्त (प्रसक्त) પ્રસક્ત, આસક્ત.

मइरामउम्मत्त (मदिरामदोन्मत्त) મદિરાના મદથી ઉન્મત્ત.

वच्छल (वत्सल) રાગવાલો, સ્નેહી.

[५४]विब्भल / विहल (विह्वल) વિહ્વલ, મુઝાયેલ.

लुंठिअ (लुण्ठित) છીનવી લેવું, લુટી લેવુ.

सारिच्छ / सारिक्ख (सदृक्ष) સરખુ.

रुक्क / रुग्ग (रुग्ण) રોગી.

सोहण (शोभन) સુદર.

साहम्मिअ (साधर्मिक) સમાન ધર્મવાળો.

---

૫૩. હ્રસ્વ સ્વરની પછી थ्य–श्च–त्स–प्स આવે તો च्छ થાય છે.

ઉદા૦—

| | | |
|---|---|---|
| पच्छं (पथ्यम्) | पच्छा (पश्चात्) | लिच्छइ (लिप्सति) |
| मिच्छा (मिथ्या) | उच्छाहो (उत्साह) | जुउच्छइ (जुगुप्सति) |
| अच्छेरं (आश्चर्यम्) | संवच्छरो (सवत्सर) | |

૫૪ શબ્દની અન્દર ह્ન નો ब्भ વિકલ્પે થાય છે जिब्भा / जीहा (जिह्वा)

## अव्यय.

अवस्सं (अवश्यं) જરૂર, નક્કી.

अत्थ } (अत्र) અહીં.
एत्थ }

मिव, पिव, विव } (इव)જેમ,
व्व, व, विअ, इव } પેઠે,જાણે.

णइ, चेअ चिअ } (एव) નક્કી,
च्च, च्चिअ, } નિશ્ચયાર્થમાં.
च्चेअ, एव }

इह (सम) અહીંયા.

इअ, त्ति, ति, इइ (इति) આ પ્રમાણે, એમ.

अओ (अत·) એ કારણથી,એથી.

जत्थ, जहि, जह (यत्र) જ્યાં.

तत्थ, तहि, तह (तत्र) ત્યાં.

कत्थ, कहि, कह- (कुत्र) ક્યાં

पच्छा (पश्चात्) પછી.

दिवा } (दिवा) દિવસે.
दिआ }

## धातुओ.

उववज्ज् (उप-पद्य) ઉત્પન્ન થવું.

आणे (आ+नी) લઈ જવું, લાવવું.

कुज्झ् (क्रुध-क्रुध्य) ક્રોધ કરવો.

खल् (स्खल्) રોકવું, અટકાવવું.

पसंस् (प्र+शंस्) પ્રશંસા કરવી.

भुंज् (भुञ्ज्) ખાવું.

उवभुंज् (उप+भुंज्) ભોગવવું.

मज्ज } (माद्य) મદ કરવો.
मच्च }

विज्ज् (विद्य) હોવું, થવું.

उवसम् (उपशम्) શાન્ત થવું.

परिच्चय् } (परित्यज्) ત્યાગ કરવું
परिच्चय् }

## प्राकृत वाक्यो.

हे खमासमणा ? हं मत्थएण वंदामि ।

सव्वेसुं धम्मेसु जत्थ पाणाइवाओ न विज्जइ सो धम्मो सोहणो होइ ।

जक्खो समणाणं साहज्जं कुणेइ ।

वुड्ढत्तणे वि मूढाणं नराण विसया नोउवसन्ते ।

पच्चूसे सो उज्जाणो जाइ, तत्थ थिआइं पुप्फाइं जिणिंदाणमच्चणाय घरं आणेइ ।

समणा चेइएसु निच्चं वच्चिरे देवे य वंदंति ।

देवा वि तं नमसंति जस्स

धम्मे सयामणो ।

मिच्छा तं पुत्ताणं [55] कुज्झसि ।

जो घणस्स मयण मज्जइ सो भवमडइ ।

पावाणं कम्माणं खयाए ठामि काउस्सग्गं ।

मंउझमि मंसम्मि य पसत्ता मणूसा निरयं वच्चन्ति

नक्खत्ताणं मिअंको जोअइ ।

परोवयारो पुण्णाय, पावाय अन्नस्स पीलणं, इअ नाणं जस्स हिए सो धम्मिओ [56] त्ति ।

जीवा पावेहिं कज्जेहिं निरयंसि उववज्जिरे ।

चंदेसु [57] निम्मलयरा आइच्चेसु अ अहियं पयासयरा तित्थयरा हुंति ।

खमासमणा सव्वया नाणम्मि तवंसि झाणेय उज्जया संति ।

जारिसो जणो होइ तस्स मित्तो वि तारिसो विज्जइ ।

जो पच्छं न भुंजइ, तस्स वेज्जो किं कुणइ ।

[58] अम्हेत्थ पुण्णाण पावाणं च कम्माण फलं उवभुंजिमो ।

---

५५ જેઓની ઉપર ક્રોધ-દ્રોહ ઇત્યાદિ કરવામાં આવે તેની છઠ્ઠી વિભક્તિ મુકાય છે

૫૬. વાક્યની આદિમાં "इति"ને બદલે इअ મુકાય છે જેમ "इअ नाणंजस्स हियए", કોઈ ઠેકાણે 'इइ' પણ આવે છે પદાન્તે સ્વરની પછી 'इति'ને બદલે 'त्ति' મુકાય છે, પણ પદાન્તે સ્વર ન હોય તો 'ति' મુકાય છે. ઉદા૦—

तहत्ति (तथेति) जुत्तंति (युक्तमिति)

पिओत्ति (प्रियइति) किंति (किमिति)

૫૭. પંચમી વિભક્તિને સ્થાને કોઈ ઠેકાણે સપ્તમી વિભક્તિ પણ આવે છે ઉદા૦—अंतेउरे रमिउं आगओ राया ( अन्त पुराद् रन्त्वाऽऽगत राजा )

૫૮. સર્વનામ કે અવ્યયની પછી સર્વનામ કે અવ્યય આવે તો પછીના સર્વનામ કે અવ્યયના આદિ સ્વરનો પ્રાયઃ લોપ થાય છે

अम्हे+एत्थ=अम्हेत्थ ( वयमत्र ) जइ+अहं=जइहं ( यद्यहम् )

अज्ज+एत्थ=अज्जेत्थ ( अद्यात्र ) सो+इमो=सोमो ( सोऽयम् )

नच्चइ गायइ पहसइ, पणमइ परिचयइ वत्थं पि ।
तूसइ रूसइ निक्कारणं पि मइ-रामउम्मत्तो ॥१॥

सच्चिय सूरो सो चेव, पंडिओ तं पसंसिमो निच्चं ।
इंदियचोरेहिं सया, न लुंठिअं जस्स चरण धणं ॥२॥

## ગુજરાતી વાકયો.

ગુણોમાં દ્વેષ અનર્થને માટે થાય છે.

સુવર્ણનો પર્યાય આભુષણ છે.

મંદિરના શિખરઉપર મોર નાચે છે.

આનંદશ્રાવક સમ્યક્ત્વમાં નિશ્ચલ છે.

માણસ પાપનુ ફળ જુએ છે તો પણ ધર્મ કરી શકતો નથી એથી બીજુ શુ આશ્ચર્ય.

બાળક પ્રભાતમાં પિતાને નમે છે અને પછી પોતાનું અધ્યયન કરે છે.

વ્યાકૂળ માણુસને કાર્યમાં ઉત્સાહ હોતો નથી.

આ બાગમાં ઝાડો ઉપર સુંદર ફળો છે.

વૃદ્ધપણામાં શરીર જીર્ણ થાય છે.

જે પથ્યનુ સેવન કરે છે તે માંદો પડતો નથી.

આચાર્યો તીર્થંકરના સમાન છે.

સાધર્મિકોનુ વાત્સલ્ય આલોકમા ધર્મ અને પરલોકમાં મોક્ષ આપે છે.

મેઘ પર્વત ઉપર વરસે છે.

સાધુ વ્યાખ્યાનમાં જીનેશ્વરોના ચરિત્ર કહે છે.

હુ માર્ગમાં રીંછ જોઉં છું

હે મૂર્ખ ! તુ ગરીબોને શા માટે પીડે છે.

તુ દુર્જનોના વચનો ઉપર વિશ્વાસ રાખે છે એથી દુઃખ પામે છે.

# पाठ ११ मो.

## इकारान्त अने उकारान्त पुल्लिंग तथा नपुंसकलिंग नामो, पढमा, बीआ अने तईआ विभक्तिओ.

प्रत्यय

| | एकवचन | बहुवचन. |
|---|---|---|
| इकारान्त— पुल्लिंग | प०—० | अउ, अओ, णो, ई. |
| | बी०—म् | णो, ई. |
| | त०—णा. | हि. हिँ, हिं. |

१. उकारान्त नामोना प्रत्ययो पण इकारान्त नामोना जेवां ज छे पण प्रथमा अने द्वितीयाना बहुवचनमां ई प्रत्ययने बदले ऊ प्रत्यय लागे तथा प्रथमाना बहुवचनमां अवो प्रत्यय पण लगाडाय छे

२. प्रथमानु एकवचन, तृतीयानु बहुवचन अने त्तो, णो. सिवाय पंचमीना एकवचन अने बहुवचनना प्रत्ययो तेमज षष्ठी अने सप्तमीना बहुवचनना प्रत्ययो पर छतां पूर्वना इ–उ (ई, ऊ) दीर्घ थाय छे प्र० ए० मुणी, गुरू.

३. प्रथमा-द्वितीया अने संबोधनना बहुवचनमां णो सिवाय प्रत्ययो लगाडता पूर्वनो स्वर लोपाय छे उदा०—

| | |
|---|---|
| प० व०-गिरि+अउ=गिरउ, | भाणु+अवो=भाणवो |
| प० व०-गिरि+अओ=गिरओ | भाणु+अउ=भाणउ. |
| प० व०-गिरि+ई=गिरी | भाणु+ऊ=भाणू . |
| बी० व०-गिरि+ई=गिरी, | भाणु+ऊ=भाणू |

४ इकारान्त अने उकारान्त नपुंसकलिंगना प्रथमा अने द्वितीयाना प्रत्ययो अकारान्त नपुंसकलिंग जेवां छे, अने तृतीया विभक्तिथी इकारान्त अने उकारान्त पुल्लिंग जेवां छे

मुणि (मुनि)

| एकवचन. | बहुवचन. |
|---|---|
| प० मुणी. | मुणओ, मुणउ, मुणी, मुणिणो. |
| बी० मुणिं | मुणी, मुणिणो. |
| त० मुणिणा. | मुणीहि, मुणीहिँ, मुणीहिं. |

साहु (साधु)

| | |
|---|---|
| प० साहू. | *साहवो, साहओ, साहउ, साहू, साहूणो. |
| बी० साहुं. | साहू, साहुणो. |
| त० साहुणा. | साहूहि, साहूहिँ, साहूहिं. |

दहि–નપુંસકલિંગ (दधि)

| | एकवचन | बहुवचन. |
|---|---|---|
| प० } बी० } | §दहिं | दहीइँ, दहीइं, दहीणि. |
| त० | दहिणा | दहीहि, दहीहिँ, दहीहिं. |

महु–નપુંસકલિંગ (मधु).

| | | |
|---|---|---|
| प० } बी० } | महुं. | महूइं, महूइँ, महूणि. |
| त० | महुणा. | महूहि, महूहिँ, महूहिं. |

---

* આર્ષપ્રાકૃતમાં પ્ર૦ અને દ્વિ૦ બહુવચનમાં अवे પ્રત્યયનો પ્રયોગ પણ દેખાય છે. જેમ गुरु+अवे–गुरवे તેમજ बहवे–साहवे વગેરે.

ઉદા૦–तावय तत्थारण्णे गिद्धो दट्ठूण साहवे सहसा ॥ इति पउमचरिए ( તેટલામાં તે જંગલમાં ગિધ પક્ષીએ સાધુઓને જોઇને જલદી. )

§ સંસ્કૃતમાં સિદ્ધ પ્રયોગ ઉપરથી दहि–महु (दधि–मधु) વગેરે પણ થાય છે, કોઇ ઠેકાણે दहिँ, महुँ, ઇત્યાદિ પ્રયોગ પણ આવે છે.

शब्द-पुल्लिंग.

इंदु (इन्दु) चन्द्र.
कइ } (कवि) कवि.
कवि }
गुरु (गुरु) गुरु, वडील.
जइ (यति) यति, साधु.
।जोगि (योगिन्) योगी.
निवइ (नृपति) राजा.
बंधु (बन्धु) बंधु, मित्र.
पाणि (प्राणिन्) प्राणी, जीव.

भिक्खु (भिक्षु) साधु.
मंति (मंत्रिन) मंत्री.
मुणि (मुनि) मुनि.
वाहि (व्याधि) रोग, पीडा.
रिसि (ऋषि) ऋषी
सूरि (सूरिन) आचार्य.
साहु (साधु) साधु, मोक्षमार्ग साधनार.

शब्द-नपुंसकलिंग.

महु (मधु) मध.
वारि (सम) जल.
अंसु (अश्रु) आंसु.
दहि (दधि) दही.

विशेषण.

अहिण्णु (अभिज्ञ) कुशल, पंडित
कयण्णु (कृतज्ञ) उपकारने जाणनार.
सव्वण्णु (सर्वज्ञ) सर्व जाणनार, सर्वज्ञभगवान

---

। इन् अन्त नामवाळा शब्दोनो छेवटनो व्यंजन न् नो लोप थवाथी तेना रूपो इकारान्त नामनी माफक थाय छे

५९. शब्दनी अंदर न्न अने ज्ञ नो ण्ण के न्न थाय छे अने आदिमां न के ण थाय छे.

पज्जुन्नो } (प्रद्युम्न) | विन्नाणं } (विज्ञानम्) | नाणं } (ज्ञानम्)
पज्जुण्णो } | विण्णाणं } | णाणं }

अपवाद—ज्ञ (ज्—ञ्) ना ञ् नो विकल्पे लोप पण थाय छे.

पज्जा } (प्रज्ञा) | अज्जा } (आज्ञा) | मणोज्जं } (मनोज्ञम्)
पण्णा } | अण्णा } | मणोण्णं }

## અકારાન્ત શબ્દ.

अरिह-हंत, अरुह-हंत, अरह-हंत (अर्हत्) પૂજ્ય, તીર્થંકર.

६०अम्हारिस वि. (अस्मादृश) અમારા જેવા.

अजिण्ण वि (अजीर्ण) અજીર્ણ, અપચો.

अमिअ, अमय न (अमृत) અમૃત.

आएस पु (आदेश) હુકમ, આજ્ઞા.

ईसर पु (ईश्वर) ઈશ્વર.

कअ, कड वि (कृत) કરેલું.

कायव्व वि. (कर्तव्य) કરવા લાયક.

तित्थुद्धार पु. (तीर्थोद्धार) તીર્થનો ઉદ્ધાર.

दिंत वि (ददत्) આપતો.

धन्न वि. (धन्य) ધન્ય, પ્રશંસા કરવા લાયક.

मज्झ न. (मध्य) વચમાં, આન્તરે, અંદર.

पमाअ पु. (प्रमाद) પ્રમાદ, ભૂલી જવું.

पहावग वि. (प्रभावक) પ્રભાવના કરનાર, ઉન્નતિ કરનાર.

पालग वि. (पालक) પાલન કરનાર.

पडिक्कमण न. (प्रतिक्रमण) આવશ્યક કૃત્ય, ક્રિયાવિશેષ.

बम्हचेर, बम्हचरिअ, बंभचेर न. (ब्रह्मचर्य) બ્રહ્મચર્ય.

भोयण न. (भोजन) ભોજન.

मंत पुं. न. (मन्त्र) મંત્ર, વિચાર, ગુપ્ત વાત.

मणोज्ज, मणोण्ण (मनोज्ञ) સુંદર.

---

अभिज्ञ આદિ શબ્દોમાં ज्ञ નો ण्ण થાય છે ત્યારે અન્ત્ય अ નો उ થાય છે. अहिण्णु (अभिज्ञ) कयण्णु (कृतज्ञ) જ્યારે ण्ण ન થાય ત્યારે ઉપર કહેલ નિયમ પ્રમાણે ञ् નો લોપ થઈ अहिज्ज (अभिज्ञ) सवज्ज (सर्वज्ञ) ઇત્યાદિ થાય છે. अभिज्ञ આદિ શબ્દ હોવાથી प्राज्ञ વિગેરે શબ્દોમાં અન્ત્ય 'अ' નો उ થાય નહી. ઉદા૦—पण्णो, पज्जो (प्राज्ञ)

૬૦. શબ્દની અન્દર श्म. ष्म. स्म. ह्म નો म्ह થાય છે. તેમજ पक्ष्म શબ્દના क्ष्म નો પણ म्ह થાય છે. કોઈ ઠેકાણે ह्म નો म्म પણ થાય છે. ઉદા૦—

पज्जुण्ण पु. (प्रद्युम्न) કામદેવ, કૃષ્ણનો પુત્ર.

मित्त पु. न. (मित्र) સખા, મિત્ર, દોસ્ત.

रण्ण } न. (अरण्य) જંગલ,
अरण्ण } વન, અરણ્ય.

विम्हअ पु. (विस्मय) આશ્ચર્ય.

विरहिअ वि (विरहित) રહિત, શૂન્ય, વિરહવાળું.

संसग्ग पु. (संसर्ग) સંગ, સંબન્ધ.

सासण न. (शासन) આગમ, શાસ્ત્ર, શિક્ષા, આજ્ઞા, શાસન.

## अव्यय.

अहुणा (अधुना) હમણાં, હાલ.

कह } (कथम्) કેમ, કેવી રીતે.
कहं }

तओ (तत) ત્યાર પછી, તે કારણથી.

सद्धिं (सार्द्धम्) સાથે.

## धातुओ.

अव-गण् (अव-गण्) અવગણના કરવી, અપમાન કરવુ

चड् } (आ+रोह्) ચઢવુ,
आ-रोह् } આરોહણ કરવુ.
आ-रुह् }

चक्ख् (आ-स्वाद्) સ્વાદ લેવો

पाल् (पाल्) પાલન કરવુ.

फाल } (पाट्य्) ફાડવુ, ચીરવું.
फाड् }

मंत् (मन्त्र) વિચાર કરવો

नि-मंत् (नि-मंत्र्) નિમંત્રણ કરવું.

वीसर } (वि-स्मृ) ભૂલી જવું.
वीस्सर् }

वण्ण (वर्ण्) વખાણવું, વર્ણન કરવું.

सेव् (सम.) સેવા કરવી.

---

'श्म' कम्हारा (कश्मीरा)

'ष्म' गिम्ह (ग्रीष्म)

'स्म' विम्हयो (विस्मय)

'ह्म' वम्हा (ब्रह्मा)

वम्हणो } (ब्राह्मण)
वम्भणो }

'ह्म' वम्हचेरं } (ब्रह्मचर्यम्)
वम्भचेरं }

'क्ष्म' पम्हं (पक्ष्म)

કોઇ ઠેકાણે म्ह થતો નથી.

रस्सी (रश्मि)

मरो (स्मर)

## प्राकृत वाक्यो

अरिहंता सव्वण्णवो भवंति।

कयण्णुणा सह संसग्गो सइ कायव्वो।

छप्पआ महुं चक्खेज्जा।

सूरओ जिणिंदस्स सासणस्स पहावगा संति।

गुरुणो सिसाणं सुत्ताणमट्टमुवदिसंति।

अहिण्णू सत्थाणमत्थेसु न मुज्झन्ति।

जइणो मणोज्जेसु उज्जाणेसु झाणं समायरन्ति।

साहवो नत्तेसुं विम्हयं न पावेइरे।

सूरी साहूहिं सह आवासयाइं कम्माइं कुणइ।

साहुणो पमाआ सुत्ताणि वीसरेज्ज।

मूणी धम्मस्स तत्ताइं सूरिं पुच्छंति।

साहू गुरुहिं सह गामाओ गामं विहरंते।

कइणो नरिंदस्स गुणे वण्णेइरे।

दुक्खेसु सहेज्जं जे कुणंति ते बंधवो अत्थि।

तुं अंसूणि किं मुंचसि।

अज्जिण्णे ओसढं वारि।

भोयणस्स मज्झम्मि वारि अमयं।

सूत्तस्स मग्गेण चरेज्ज भिक्खू।

पज्जुण्णो जणे डहइ।

निवई मंतीहिं सद्धिं रज्जस्स मंतं मंतेइ।

निवइणो मण्णोण्णेहिं कव्वेहिं तूसंति।

धन्नाणं चेव गुरुणो आएसं दिंति।

धम्मो बंधू अ मित्तो अ, धम्मो य परमो गुरू।

नराणं पालगो धम्मो, धम्मो रक्खइ पाणिणो ॥१॥

दाणेण विणा न साहू, न हुंति साहूहिं विरहिअं तित्थं।

दाणं दंतेण तओ, तित्थुद्धारो कओ होइ ॥२॥

## ગુજરાતિ વાક્યો.

મુનિઓ શાસ્ત્રોમાં પંડિત હોય છે.
તમે સાધુઓની સાથે હમેશાં પ્રતિક્રમણ કરો છો.
હું મધનો ત્યાગ કરૂં છું.
યોગીઓ વનમાં રહે છે અને કામને જીતે છે.
મુનિઓ ઉત્કૃષ્ટ બ્રહ્મચર્ય પાળે છે.
પંડિતો વ્યાધિઓથી મુઝાતા નથી.
વૈદ્ય વ્યાધિઓને દૂર કરે છે.
હું સ્તોત્રોવડે સર્વજ્ઞ ભગવાનની સ્તુતિ કરૂં છું.
તારાઓની મધ્યમા ચન્દ્ર શોભે છે.
રાજાઓ લુચ્ચાઓને દંડ કરે છે, અને સજ્જનોનું પાલન કરે છે.
મધ ભમરાઓને ગમે છે.
તે હંમેશાં પ્રભાતમાં ઉદ્યાનમાં જાય છે અને આચાર્યો તથા સાધુઓને વંદન કરે છે.
સાધુઓ કોઇ વખત પણ પાપમાં પ્રવૃત્તિ કરતા નથી.
ઋષિ મન્ત્રવડે આકાશમાં ઉડે છે.
મેઘ પાણી છાંટે છે.
દિવસે ચન્દ્ર શોભતો નથી.
બાલક દહી ખાય છે.
ગુરૂ અમારા સરખા પાપીઓનો પણ ઉદ્ધાર કરે છે.

---

# पाठ १२ मो

## (ચાલુ) इकारान्त, उकारान्त પુલ્લિંગ તથા નપુંસકલિંગ નામો.

## चउत्थी, पंचमी અને छट्ठी વિભક્તિઓ.

### પ્રત્યય.

| | एकवचन. | बहुवचन. |
|---|---|---|
| च० | णो, स्स. | ण, णं. |
| पं० | णो, त्तो, ओ, उं, हिन्तो. | त्तो, ओ, उ, हिन्तो, सुन्तो. |
| छ० | णो, स्स. | ण, णं. |

मुणि, (मुनि)

च० मुणिणो, मुणिस्स. मुणीण, मुणीणं.
पं० मुणिणो, मुणित्तो, मुणीओ, मुणित्तो, मुणीओ, मुणीउ,
मुणीउ, मुणीहिन्तो. मुणीहिन्तो, मुणीसुन्तो.
छ० मुणिणो, मुणिस्स. मुणीण, मुणीणं.

साहु, (साधु)

च० साहुणो, साहुस्स. साहूण. साहूणं.
पं० साहुणो साहुत्तो साहूओ, साहुत्तो, साहूओ, साहूउ,
साहूउ साहूहिन्तो. साहूहिन्तो साहूसुन्तो.
छ० साहुणो, साहुस्स. साहूण, साहूणं.

दहि, (दधि)

च० दहिणो, दहिस्स. दहीण, दहीणं.
पं० दहिणो, दहित्तो, दहिणो, दहित्तो, दहीओ, दहीउ,
दहीओ, दहीउ दहीहिन्तो, दहीसुन्तो.
दहीहिन्तो.
छ० दहिणो, दहिस्स दहीण, दहीणं.

महु, (मधु)

च० महुणो, महुस्स. महूण, महूणं.
पं० महुणो, महुत्तो, महूओ, महुणो, महुत्तो, महूओ, महूउ,
महूउ, महूहिन्तो. महूहिन्तो, महूसुन्तो.
छ० महुणो, महुस्स. महूण, महूणं

ચતુર્થીનું એકવચન સંસ્કૃત ઉપરથી-मुणये, (मुनये) साहवे (साधवे) તેમજ वारिणे (वारिणे) महुणे, (मधुने) ઇત્યાદિ પણ થાય છે.

## શબ્દો.

अं(इं)गार } पु. (अङ्गार) અંગારો.
अं(इं)गाल }

अण्णाणि वि (अज्ञानिन्) અજ્ઞાની, મૂર્ખ

अवरण्ह[61] पु (अपराह्न) દિવસનો પાછલો પ્રહર

अवराह पु. (अपराध) ગુનો વાંક.

अच्छि पु. न (अक्षि) આંખ

उत्तर न. (सम) ઉત્તર, જવાબ.

कण्ह } पु. (कृष्ण) વાસુદેવ.
किण्ह }

कवि पु (कपि) વાંદરો.

कामसम वि. (सम) કામસમાન

कोवसम वि (कोपसम) ક્રોધની સમાન

केवलि पु. (केवलिन्) કેવળજ્ઞાની, સર્વજ્ઞ.

गणि पु. (गणिन्) ગણધર, ગણી.

गोयम पु. (गौतम) શ્રી મહાવીર સ્વામીના પ્રથમ ગણધર.

चंदण न. (चन्दन) ચંદન.

जरागहिअ वि. (जरागृहीत) જરાથી ગ્રહણ કરાયેલ, જરાવ્યાપ્ત.

जंतु पु. (जन्तु) પ્રાણી, જીવ.

जीवाउ पु न (जीवातु) જીવન, ઔષધ.

जुद्ध न. (युद्ध) યુદ્ધ.

झुणि पु (ध्वनि) શબ્દ.

तरु पु. (सम.) ઝાડ

तिक्ख } वि (तिक्ष्ण) તીખું.
तिण्ह }

नम्मोक्कार } पु (नमस्कार) નમન, પ્રણામ.
नम्मुक्कार }

नेमि पु (सम) બાવીસમા જિનેશ્વરનું નામ.

---

૬૧. જે શબ્દોમા श्न–ष्ण–स्न–ह्न–ह्ण–क्ष्ण હોય તો તેનો 'ण्ह' થાય છે, તેમજ સૂક્ષ્મ શબ્દના 'क्ष्म'નો પણ ण्ह થાય છે અને ह्ल નો ल्ह થાય છે.

'श्न'–पण्हो (प्रश्न)
'ष्ण'–जिण्हू (जिष्णु)
'स्न'–जोण्हा (ज्योत्स्ना)
'स्न'–ण्हाइ (स्नाति)
'ह्न'–जण्हू (जह्नु)

'ह्ण'–पुव्वण्हो (पूर्वाह्ण.)
'क्ष्ण'–सण्हं (श्लक्ष्णम्)
'ह्ल'–पल्हाओ (प्रह्लादः)
आल्हाओ (आह्लाद)
'क्ष्म'–सण्हं (सूक्ष्मम्)

**निमेस** पु (निमेष) પલકારો.
**पर** वि. (सम) અન્ય, શ્રેષ્ઠ, બીજો.
**पराभव** पु (पराभव) પરાભવ.
**पयास** पु (प्रकाश) પ્રકાશ
**पसाय** पु. (प्रसाद) મહેરબાની, કૃપા, દયા.
**पहु** पु. (प्रभु) પ્રભુ, સ્વામી.
**पुव्वण्ह** पु. (पूर्वाण्ह) દિવસનો પહેલો ભાગ.
**पण्ह** पु (प्रश्न) પ્રશ્ન, સવાલ.
**पुज्ज** वि (पूज्य) પૂજવા યોગ્ય.
**बहु** / **बहुअ** } वि (बहु) ઘણુ, વધારે.
**भगवंत** / **भयवंत** } वि. (भगवत्) ઐશ્વર્યવાળુ, ભગવાન.
**भव्व** वि. (भव्य) ભવ્ય જીવ, યોગ્ય, સુંદર.
**भाणु** पु. (भानु) સૂર્ય.
**मच्चु** पु. (मृत्यु) મરણ, મોત.
**मज्झण्ह** पु. (मध्याह्न) દિવસનો મધ્ય ભાગ.
**मंद** वि (सम.) ધીમુ, આળસુ, થોડું.
**महुर** वि. (मधुर) મીઠ, સારૂ.
**मन्नु** पु. (मन्यु) ક્રોધ.
**मोहसम** वि. (सम.) મોહ સમાન, અજ્ઞાન સરખું.
**रत्त** वि. (रक्त) રંગેલુ, રાતું, આસક્ત.
**रिउ** पु. (रिपु) શત્રુ.
**लहु** / **लहुअ** } वि. (लघु) તુચ્છ, નાનું, નિસ્સાર.
**वण्हि** पु. (वह्नि) અગ્નિ.
**वाहि** पु. (व्याधि) પીડા, દુઃખ.
**विण्हु** पु. (विष्णु) વાસુદેવનુ નામ.
**संति** पु. (शान्ति) સોળમા તીર્થંકરનું નામ.
**समीव** वि. (समीप) પાસે, નજીક.
**सत्तु** पु. (शत्रु) શત્રુ.
**सिसु** पु (शिशु) બાલક.
**सिंघ** / **सीह** } पु. (सिंह) સીહ.
[६२]**हत्थि** पु (हस्तिन्) હાથી.

---

૬૨. શબ્દની અંદર स्त હોય તો त्थ થાય છે, અને આદિમાં स्त હોય તો थ થાય છે

| | |
|---|---|
| हत्थो ( हस्त ) | थोत्तं ( स्तोत्रम् ) |
| नत्थि ( नास्ति ) | थुई ( स्तुतिः ) |

અપવાદ—समस्त અને स्तम्ब શબ્દમાં स्त નો त्थ કે थ થતો નથી. समत्तो ( समस्त. ) तम्बो ( स्तम्ब )

### अव्यय.

| | |
|---|---|
| अन्नह, अन्नहा (अन्यथा) વીપરીત, ઉલટુ | वाहिं, वाहिर (वाहिर) બહાર |
| किंतु (किन्तु) પણ | मणयं, मणियं, मणा (मनाक्) અલ્પ, થોડું. |
| नत्थि (नास्ति) નથી. | |

### धातुओ

गण् (गण्) ગણવું | अव-गण् (अव+गण्) અવગણના કરવી, તિરસ્કાર કરવો.

### प्राकृत वाक्यो.

सव्वण्णूणं अरिहंताणं भगवंताणं इक्को वि नमोक्कारो भवं छिंदइ ।

जरागहिआ जंतुणो तं नत्थि जं पराभवं न पावंति ।

आणंदो संतिस्स चेइए नच्चं करेज्जा ।

पच्चूसे भाणुणो पयासो रत्तो हवइ ।

नमो पुज्जाणं केवलीणं गुरुणं च ।

पंडिआ मच्चुणो णेव बीहंति ।

तुम्हे गुरूओ विणा सुत्तस्स अट्ठाइं न लहेह ।

जंतूणं जीवाउ वारिमत्थि ।

रण्णे सिंघाणं[63] हत्थीणं च जुज्झं होइ ।

केवली महुरेण झुणिणा पाणीणं धम्ममुवएसइ ।

सूरिणो अवराहेण साहूणं कुज्झंति ।

अन्नाणिणो केवलिणो वयणं अवगणंति ।

निवईहिन्तो कवओ बहु धणं लहेइरे ।

---

६३. અનુસ્વારની પછી ह આવે તો हનો घ વિકલ્પે થાય છે. सिंघो-सीहो (सिंह) संघारो-संहारो (संहार) કોઈ ઠેકાણે અનુસ્વાર ન હોય તો પણ हનો घ થાય છે दाघो (दाह)

अम्हे पहुणो पसाएण जीवामो।
जइणो मणयं पि कासइ मन्नुं न कुणिज्जा।
अंगाराणं कज्जेण चंदणस्स तरुं को डहेइ।
मच्चुस्स सो पमाओ जं जीवो जियइ निमेसपि।
गिम्हस्स मज्झण्हे भाणुस्स तावो अईव तिक्खो होइ
पुव्वण्हे अवरण्हे य मंदो होइ।
गोयमाओ गणिणो पण्हाण-मुत्तरामवजाणिमो।
गुरुस्स विणएण मुरुक्खो वि पंडिओ होइ।
नत्थि कामसमो वाही, नत्थि मोहसमो रिऊ।
नत्थि कामसमो वण्हि, नत्थि नाणा परं सुहं ॥१॥

## ગુજરાતી વાક્યો.

શિષ્યો ગુરૂઓને પ્રશ્ન પુછે છે.
અમે સર્વજ્ઞ ભગવાન પાસેથી ધર્મ સાંભળીયે છીએ.
અજ્ઞાનીઓથી પંડિતો ભય પામે છે.
હું હમેશાં પુષ્પોથી શાન્તિ(જીન)ને પૂજું છું.
તે તીક્ષ્ણ શસ્ત્રવડે શત્રુને હણે છે.
શાન્તિ (જીનેશ્વર)ના ધ્યાનથી કલ્યાણ થાય છે
પ્રમાદ પ્રાણીનો પરમ શત્રુ છે.
પણ વીર પુરૂષો તેને જીતે છે.
કેવલીના વચનો અન્યથા હોતા નથી.
કૃષ્ણ નેમિ (જીનેશ્વર) પાસેથી સમ્યક્ત્વ પામે છે.
ભમરો મધને માટે ભમે છે.
લડવૈઓ રાજાની પાસે દ્રવ્યની આશા રાખે છે.
સિંહના શબ્દથી માણસોનું હૃદય કંપે છે.
ચન્દ્રનો પ્રકાશ ચિત્તને આનંદ ઉપજાવે છે.
વાંદરાઓ ઝાડના પાકાં ફળ ખાય છે.
અમે ગુરૂ પાસે ધર્મ સાંભળીએ છિયે.
માણસો વ્યાધિઓથી બહુજ મુઝાય છે.
બાળકોને પ્રભુનું પૂજન ગમે છે.
સિંહો હાથીઓને ફાડે છે.
આંખને સુંદર શું છે ?
હાથીઓથી સિંહો ડરતા નથી.

# पाठ १३ मो.

## (चालु) इकारान्त, उकारान्त पुल्लिंग तथा नपुसकलिंग नामो.

### सत्तमी विभक्ति तथा संबोहण.

प्रत्यय.

| एकवचन. | बहुवचन. |
|---|---|
| स०–म्मि [सि] | सु, सुं |
| सं०–० | प्रथमा प्रमाणे |

संबोधनना एकवचनमां अन्त्य स्वर विकल्पे दीर्घ थाय छे

मुणि, (मुनि)

| | |
|---|---|
| स० मुणिम्मि, मुणिंसि | मुणीसु, मुणीसुं. |
| सं० हे मुणी, मुणि. | मुणओ, मुणउ, मुणी, मुणिणो. |

साहु, (साधु)

| | |
|---|---|
| स० साहुम्मि, साहुंसि. | साहूसु, साहूसुं. |
| सं० हे साहू, साहु. | साहवो, साहओ, साहउ, साहू, साहुणो. |

नपुसकलिंगना संबोधन एकवचनमां मूल-रूपज थाय छे, तेमज बहुवचन प्रथमाना ते ते रूप जेवां ज छे.

दहि (दधि)

| | |
|---|---|
| स० दहिम्मि, दहिंसि | दहीसु, दहीसुं. |
| सं० हे दहि. | दहीइं, दहीइँ, दहीणि. |

महु (मधु).

| | |
|---|---|
| स० महुम्मि, महुंसि. | महूसु, महूसुं. |
| सं० हे महु. | महूइं, महूइँ, महूणि. |

अदस् शब्दने प्राकृतमां 'अमु' आदेश थाय छे पछी तेना रूपो उकारान्त नामनी पेठे थाय छे.

अमु (अदस्) પુલ્લિંગ.

| | | |
|---|---|---|
| प० | अमू. | अमवो, अमओ, अमउ, अमू, अमुणो. |
| वी० | अमुं | अमू, अमुणो |

બાકીનાં રૂપો 'साहु' ની પ્રમાણે.

(નપુંસકલિંગ)

| | | |
|---|---|---|
| प० } वी० | अमुं. | अमूइं, अमूइँ, अमूणि. |

શેષ રૂપો પુલિંગ જેવાં થાય છે.

સંપૂર્ણ રૂપો.

नेमि (પુલ્લિંગ)

| | | |
|---|---|---|
| प० | नेमी. | नेमओ, नेमउ, नेमी, नेमिणो. |
| वी० | नेमिं. | नेमी, नेमिणो |
| त० | नेमिणा | नेमीहि, नेमीहिं, नेमीहिँ. |
| च० | नेमिणो, नेमिस्स. | नेमीण, नेमीणं. |
| पं० | नेमिणो, नेमित्तो, नेमीओ, नेमीउ, नेमीहिन्तो | नेमित्तो, नेमीओ, नेमीउ, नेमिहिन्तो, नेमीसुन्तो. |
| छ० | नेमिणो, नेमिस्स. | नेमीण, नेमीणं. |
| स० | नेमिम्मि, नेमिंसि | नेमीसु, नेमीसुं. |
| सं० | हे नेमी, नेमि. | नेमओ, नेमउ, नेमी, नेमिणो. |

गुरु.

| | | |
|---|---|---|
| पं० | गुरू. | गुरवो, गुरओ, गुरउ, गुरू, गुरुणो |
| वी० | गुरुं. | गुरू, गुरुणो. |
| त० | गुरुणा | गुरूहि, गुरूहिं, गुरूहिँ. |

च० गुरुणो, गुरुस्स. गुरूण, गुरूणं

प० गुरुणो, गुरुत्तो, गुरूओ, गुरूउ, गुरूहिन्तो — गुरुत्तो गुरूओ, गुरूउ, गुरूहिन्तो, गुरूसुन्तो.

छ० गुरुणो, गुरुस्स. गुरूण, गुरूणं.

स० गुरुम्मि, गुरुंसि गुरूसु, गुरूसुं

वारि (નપુંસકલિંગ)

प० वी० वारिं. वारीइं वारीइँ वारीणि

બાકીનાં રૂપ 'नेमि' પ્રમાણે

सं० हे वारि, हे वारीइं, वारीइँ, वारीणि.

अंसु, (अश्रु)

प० } अंसुं. अंसूइं, अंसूइँ, अंसूणि
वी० }

બાકીનાં રૂપ 'गुरु' પ્રમાણે.

सं० अंसु. अंसूइं, अंसूइँ, अंसूणि.

શબ્દો.

अइसय पु (अतिशय) અતિશય, ઘણું.

अग्गि पु. (अग्नि) અગ્નિ.

असार वि (सम.) સાર વિનાનું, અસાર.

असुर पु. (सम ) અસુર, રાક્ષસ.

असुरिंद पु. (असुरेन्द्र) રાક્ષસોનો સ્વામી

अच्चंत वि. (अत्यन्त) વધારે ઘણું.

आसन्न वि (आसन्न) સમીપ, પાસેનું, નજીક.

इंद पु. (इन्द्र) ઇન્દ્ર

उत्तम } वि. (उत्तम) શ્રેષ્ઠ, સુંદર.
उत्तिम }

कल्ल न. (कल्य) કાલે, ગઈ કાલે.

कंठ पु (कण्ठ) ગરદન, ગળું.

किवण वि. (कृपण) કદર્ય, લોભી.

खण पु. (क्षण) સમય, કાળ-વિશેષ, ક્ષણ.

**गरुल** पु. (गरुड) પક્ષિરાજ.

**गुणि** वि. (गुणिन्) ગુણવાળો.

**चक्खु** पु. न. (चक्षुः) આંખ, નેત્ર.

**जीविअ** न. (जीवित) જીવન, જીવતર.

**जिअलोअ-ग** (जीवलोक) દુનીયા, સંસાર.

**दव्व** वि. (द्रव्य) ધન, દ્રવ્ય, સંપતિ.

**दिग्घ**, **दीह**, **दीहर** वि. (दीर्घ) દીર્ઘ, લાંબુ.

**दिवस**, **दिवह** पु. न. (दिवस) દિવસ.

**दोस** पु. (दोष) દુર્ગુણ.

**पक्खि** पु. (पक्षिन्) પક્ષી.

**पभाय**, **पहाय** पु. न. (प्रभात) પરોઢ, પ્રાતઃકાળ.

**परमपय** न. (परमपद) ઉત્તમ સ્થાન, મોક્ષ.

**पाय** पु. (पात) પડવું.

**पाणि** पु. (पाणि) હાથ.

**पुव्व**, **पुरिम** वि. (पूर्व) પહેલુ, અગાઉનું.

**मच्छ** पु. (मत्स्य) માંછલુ.

**मत्थय** पु. न. (मस्तक) માથું.

**महुस्सव**, **महूसव**, **महोसव**, **महोच्छव** पु. (महोत्सव) મોટો ઉત્સવ.

**महावीर** पु. (महावीर) ચોવીસમા તીર્થંકરનું નામ.

**मेरु** पु. (मेरु) મેરૂ પર્વત.

**रक्खण** (रक्षण) રક્ષણ કરવું.

**रहस्स** वि. (रहस्य) ગુપ્ત, ગુહ્ય, એકાન્ત

**वज्ज**, **वइर** पु. न. (वज्र) વજ્ર, હીરો, ઇન્દ્રનુ શસ્ત્ર.

**वज्जपाणि** पु. (वज्रपाणि) ઇન્દ્ર.

**वर** वि. (सम.) શ્રેષ્ઠ, ઉત્તમ.

**विज्जत्थि** पु. (विद्यार्थिन्) વિદ્યાનો અર્થી, વિદ્યાર્થી.

**विंज्झ** पु. (विन्ध्य) વિન્ધ્યાચલ પર્વત.

**विन्नाण** न. (विज्ञान) સદ્બોધ, કળા, જ્ઞાન.

**वेरग्ग** न. (वैराग्य) વૈરાગી.

**विसयविस** पु. न. (विषयविष) વિષય રૂપી ઝેર.

**सक्क** पु. (शक्र) ઇન્દ્ર.

**सरुव** न. (स्वरुप) સ્વરૂપ.

**सत्तुंजय** पु. (शत्रुञ्जय) સિદ્ધાચલ તીર્થ.

**सिद्धगिरि** पु. (सिद्धगिरि) સિદ્ધાચલ પર્વત, સિદ્ધગિરિ.

**हार** पु. (हार) માળા, હાર.

## अव्यय.

अन्नहि, अन्नह, अन्नत्थ } (अन्यत्र) બીજે ઠેકાણે.

एक्कसि, एक्कसिअं, एक्कइआ, एगया } (एकदा) એક દિવસે, કોઈ વખત.

एण्हि, एत्ताहे, इयाणि(णि), दाणि दाणि, दाणीं } (इदानीम्) હાલ, હમણાં.

सम्मं (सम्यग्) સારી રીતે.

नउण, नउणाइ, नउणा } (न पुनः) ફરીથી નહિ.

## धातुओ.

चय-तर्, सक्क् } (शक्) શક્તિમાન થવું.

चय् (त्यज्) ત્યાગ કરવો

जग्ग, जागर् } (जागृ) જાગવું.

ढिक्क् (गर्ज्) બળદનું ગાજવું.

परि-हा, परि-धा } (परि+धा) ધારણ-કરવું, પહેરવું.

बुक्क् (गर्ज्) ગર્જના કરવી, ગાજવું.

विराय् (वि+राज्) શોભવું.

## प्राकृत वाक्यो.

जोहा सत्तूसु सत्थाणि मेल्लिन्ति।

विज्जत्थिणो पभाए पुव्वंचिअ जग्गंति।

सीसा गुरुम्मि वच्छला हवंति।

पुक्खिणो तरूसु वसंति।

मुणिंसि परमं नाणमत्थि।

जओ हरी पाणिम्मि वज्जं धरेइ तओ लोआ तं वज्ज-पाणित्ति वयंति।

सव्वण्णुणा जिणिंदेण समो न अन्नो देवो।

सिद्धगिरिणा समं न अन्नं तित्थं।

मेरुम्मि असुरा असुरिंदा देवा देविंदा य पहुणो महावीरस्स जम्मस्स महोस्सवं कुणन्ति।

पक्खीसु के उत्तमा संति।

अग्गिंसि पाओ वरं, न उण सीलेण विरहियाणं जीविअं।

साहूणं सच्चं सीलं तवो य भूसणमत्थि।

मूढा पाणिणो इमस्स असार-
स्स संसारस्स सरूवं न
जाणिज्ज।
जं कल्ले कायव्वं तं अज्ज-
च्चिअ कायव्वं।
अमूसुं तरूसु कववो वसंति।
हे सिसु तं दहिंसि बहुं आस-
त्तो सि।
साहवो परोवयाराय नयराओ
नयरंसि विहरेइरे।
वसहो वसहं पासेइ ठिकइ अ।
जणेसु साहू उत्तमा अत्थि।
हत्थीउ विंझम्मि वसंति।
हे सिसु तुं सम्मं अज्झयणं
न अहिज्जेसि।
अन्नाणींसुं सुत्ताणं रहस्सं न
चिट्ठइ।
गिम्हे दिग्घा दिवसा हुविरे।
सिसु तं जणए वच्छलोसि।
जो दोसे चयइ सो सव्वत्थ
तरइ।
गुणीसुं चेअ गुणिणो रज्जंति
नागुणीसु।
सव्वेसु। पाणीसुं तित्थयरा
उत्तिमा संति।
जं पहूणं रोपइ तं चेव कुणंति
सेवगा निच्चं।
सच्चं सुअंपि सीलं, विन्नाणं
तह तवंपि वेरग्गं।
वच्चइ खणेण सव्वं, विसयवि-
सेण जईणंपि ॥१॥
जह जह दोसो विरमइ, जह
§विसएहिं होइ वेरग्गं।
तह तह वि नायव्वं आसन्नं
चिअ परमपयं ॥२॥
धन्नो सो जिअलोए, गुरवो
निवसंति जस्स हिअयंमि।
धन्नाणवि सो धन्नो, गुरूण
हिअए वसइ जोऊ ॥३॥

## ગુજરાતી વાક્યો.

બાળકો કંઠમાં હારો ધારણ કરે છે.
ઇન્દ્ર દેવોને તીર્થંકરના અતિશયો
કહે છે.
તે ભવમાં ઘણો આસક્ત છે.

। આવા વાક્યોમાં છટ્ઠી કે સાતમી વિભક્તિ મુકાય છે.

§ પંચમીને સ્થાને તૃતીયા વિભક્તિ પણ થાય છે. चोरेण बीहइ
(चोराद् बिमेति)

સર્વજ્ઞમાં જે ગુણો હોય છે તે ગુણો બીજાઓમાં હોતા નથી
તે પર્વતમાં જ્યા ગુરૂ રહે છે ત્યાં હુ રહુ છુ.
ગુરૂઓનો વિનય કરવાથી વિદ્યાર્થીઓમાં જ્ઞાન વધે છે.
જેમ પશુઓમાં સિંહ, પક્ષિઓમાં ગરૂડ, માણસોમાં રાજા, અને દેવોમાં ઈન્દ્ર ઉત્તમ છે, તેમ સર્વ ધર્મમાં જીવોનુ રક્ષણુ ઉત્તમ છે.
પક્ષિઓમાં ઉત્તમ પક્ષિ કોણ છે?
આ પાણીમાં ઘણા માછલાં છે.
હમણાં હુ શત્રુઓની સાથે લડુ છુ.
પ્રાણીઓને જીવાડનાર ધર્મ છે.
પર્વતોમાં મેરૂ ઉત્તમ છે.
પંડિતો અજ્ઞાનીઓનો વિશ્વાસ કરતા નથી.
માણસ તળાવમાં જળ ભરે છે.
હે બાળકો તમે કયા જાઓ છો?
અમે સિદ્ધાચળ જઈએ છીયે.
સરોવરના પાણીમા કમળો છે.
સાધુઓ શત્રુથી ભય પામતા નથી.
ભિક્ષુ કૃપણુ પાસેથી દ્રવ્ય માગે છે.
બાળક ચદ્રના દર્શનથી નેત્રમાં સુખ મેળવે છે.
સાધુઓને મૃત્યુનો ભય હોતો નથી.
મુનિઓને ગૌતમ ગણધર ઉપર અત્યન્ત રાગ છે.

---

# पाठ १४ मो

## ભૂતકાળ.

વ્યજનાન્ત ધાતુઓને સર્વવચન અને સર્વ પુરૂષમાં 'ईअ' પ્રત્યય લાગે છે, અને સ્વરાન્ત ધાતુઓને 'सी, ही, हीअ', પ્રત્યયો લાગે છે.

સર્વ વચન }
સર્વ પુરૂષ } — 'ईअ'.

ઉદા૦— हस्+ईअ=हसीअ

| | |
|---|---|
| कर्=करीअ | पढ्=पढीअ |
| वंद्=वंदीअ | बोह्=बोहीअ |

સર્વવચન }
સર્વપુરુષ } — *सी, ही, हीअ

हो+सी=होसी, ने+सी=नेसी.
हो+ही=होही, ने+ही=नेही,
हो+हीअ=होहीअ. ने+हीअ=नेहीअ.

સ્વરાન્ત ધાતુઓને પ્રત્યયોની પૂર્વે 'अ' આવે ત્યારે.

नेअ+सी=नेअसी,
नेअ+ही=नेअही,
नेअ+हीअ=नेअहीअ.

આર્ષ પ્રાકૃતમાં ભૂતકાલમાં એકવચનમાં 'इत्था' (त्था) પ્રત્યય લાગે છે અને બહુવચનમાં 'इंसु' ( अंसु ) પ્રત્યય લાગે છે.

( આ પ્રત્યયોનો પ્રયોગી પ્રયોગને અનુસારે કરવો )

कह्+इत्था=कहित्था, कह्+इंसु=कहिंसु

| एकवचन. | बहुवचन. |
|---|---|
| हस्–हसित्था. | हसिंसु, हसंसु. |
| जिण्–जिणित्था | जिणिंसु, |
| बोह्–बोहित्था. | बोहिंसु, |
| ने–नेत्था | नेंसु, नेइंसु. |
| हो } हव् } – होत्था, हवित्था, | हविंसु |
| मिला–मिलाइत्था. | मिलाइंसु. |
| उवे [ उप+इ ) उवेइत्था, उवेत्था. | उवेंसु, उवेइंसु. |

જેમકેઃ—रायगिहे नयरे सेणिआ नाम राया होत्था.

આર્ષ પ્રાકૃતમાં कृ ધાતુની જગાએ 'का' બને છે.

---

* આ પ્રત્યયનો સ્વર કોઈ સ્થગે હ્રસ્વ પણ થાય છે.

સર્વવચન }
સર્વપુરૂપ } कासी, काही, काहीअ

अस्

સર્વવચન }
સર્વપુરૂપ } आसि, अहेसि

## સંસ્કૃત સિદ્ધ પ્રયોગ ઉપરથી થતાં આર્ષ રૂપો.

अब्बवी ( अब्रवीत् ) तीं० प०

अकासी }
अकासि } ( अकार्षीत् ) „

अवोच ( अवोचत् ) „

अभू(हू) ( अभूत ) „

आसी ( आसीत् ) „

आसिमो }
आसिमु } ( आस्म ) प० व०

अद्दक्खु ( अद्राक्षुः ) नी० व०

### શબ્દો.

अच्चंत वि. (अत्यन्त) ઘણુ, ઘણુ.

अभयकुमार पु. (सम.) શ્રેણિક રાજાનો પુત્ર

अमर पु (सम.) અમર, દેવ.

उसह }
उसभ } पु. (ऋषभ / वृषभ) પ્રથમ જીનેશ્વરનુ નામ છે

करुणाजुअ वि. (करुणायुत) દયાથી વ્યાપ્ત.

काल पु. (सम.) સમય, વખત

केसरि पु. (केसरिन्) સિંહ

गणहर पु. (गणधर) ગણધર, ગણી.

घड पु. (घट) ઘડો.

जइणधम्म पु (जैनधर्म) જીનેશ્વરનો ધર્મ.

जय पु (स) જય, જીત.

जिणिंद }
जिणंद } पु. (जिनेन्द्र) જીનેન્દ્ર, તીર્થંકર.

जाल न. (सम) જાળ, પાશ

दंसणमेत्त }
दंसणमत्त } न (दर्शनमात्र) જોવા માત્રથી.

दत्त } वि (दत्त) આપેલું.
दिण्ण }

दाहिणिल्ल } वि. (दाक्षिणात्य) દક્ષિણ દિશાનું.
दक्खिणिल्ल }

दुज्जण पु. (दुर्जन) દુર્જન, દુષ્ટ.

दुहिअ } वि. (दुःखित) પીડિત, દુઃખી.
दुक्खिअ }

देववंदण न. (देववन्दन) દેવવંદન, જીનેશ્વરને નમનક્રિયા.

देस पु. (देश) દેશ.

धअ } पु. (ध्वज) ધ્વજ, ધજા.
झअ }

[६४]धम्मिट्ठ वि (धर्मिष्ठ) ધર્મપરાયણ, ધર્મવાળો.

नरवइ पु. (नरपति) રાજા.

नय पु. (नय) નય, નીતિ.

नाम न. (नामन्) નામ સંજ્ઞા

निट्ठुर वि (निष्ठुर) નિષ્ઠુર પુરૂષ, ઘાતકી.

पढम वि. (प्रथम) પ્રથમ, આદ્ય

पढण न. (पठन) ભણવું.

पवण पु. (पवन) પવન, વાયુ.

परक्कम } पु. न. (पराक्रम) શક્તિ, સામર્થ્ય, બલ.
पराकम }

पहिअ पु. (पथिक) મુસાફર.

पारेवअ } पु. (पारापत) પારેવો.
पारावअ }

पावासु }
पवासु } वि. (प्रवासिन्) મુસાફર, વટેમાર્ગુ.
पवासि }

रायगिह न. (राजगृह) રાજગૃહ-નગર.

रावण पु. (रावण) વિશેષનામ.

वीसाम } पु. (विश्राम) વિશ્રાન્તિ, વિરામ.
विस्सम }

वेयावच्च } न. (वैयावृत्य) સેવા, શુશ્રુષા.
वेयावडिय }

वरिस } पु. न. (वर्ष) વરસાદ, મેઘ, ભારતાદિક્ષેત્ર, સંવત્સર, સાલ.
वास }

[६५]सरअ पु. (शरद) શરદઋતુ.

ससंक पु. (शशाङ्क) ચન્દ્ર.

---

૬૪. શબ્દની અન્દર 'ष्ट' નો 'ट्ठ' થાય છે અને આદિમાં 'ष्ट' નો 'ठ' થાય છે.

पुट्ठो (स्पृष्ट) कट्ठ (कष्टम्) अणिट्ठं (अनिष्टम)

उष्ट्र-इष्टा-संदष्ट આ શબ્દમાં 'ष्ट' નો 'ट्ठ' થતો નથી.

ઉદા૦—उट्टो (उष्ट्रः) इट्टा (इष्टा) संदट्टो (संदष्ट)

૬૫. सरअ (शरद्) पाउस (प्रावृष्) तरणि (तरु) એ શબ્દો પુલ્લિંગમાં વપરાય છે.

संजम पु. (संयम) સંયમ, ચારિત્ર, પાપથી વિરતિ.

सडिअ वि. (शटित) સડેલું,

संसारचक्क न. (संसारचक्र) સંસારરૂપી ચક્ર.

सड्ढ पु. (श्राद्ध) શ્રાવક, શ્રદ્ધાળુ.

साउ वि. (स्वादु) મધુર, સ્વાદવાળુ.

सीयाल पु. (शीतकाल) શીયાળો, શીત ઋતુ.

सेणिअ (श्रेणिक) મગધ દેશના રાજાનુ નામ.

सोत्त पु. (श्रोत्र) કર્ણ. કાન.

हालिअ पु. (हालिक) ખેડુત,

हेट्ठ न. (अधम्) નીચે

## अव्यय.

अणंतखुत्तो (अनंतकृत्वस्) બહુવાર, અનંતવાર.

अत्थ, पत्थ (अत्र) અહીંઆ,

अहवा, अहव (अथवा) વા અથવા કે.

उ (तु) પણ, તો પણ, નિશ્ચયાર્થમાં

जइ (यदि) જો.

पुरा (पुरस्) પહેલાં.

सहसा (सहसा) એકદમ.

## धातुओ.

कुण (कृ) કરવુ.

पढ् (पठ) ભણવું.

रय् (रच्) રચવુ, ગોઠવવુ.

वा-गर् (व्या+कृ) કહેવુ, બોલવુ, પ્રતિપાદન કરવુ.

ववस् (व्यव+सो) પ્રયત્ન કરવો, વ્યવસાય કરવો.

वी-सम्, विस्सम् (वि+श्रम्) વિશ્રાન્તિ લેવી.

## प्राकृत वाक्यो ।

गोयमो गणहरो पहुं महावीरं धम्मस्स अधम्मस्स य फलं पुच्छीअ ।

पच्चूसे साहुणो पुरिसं देववंदणं समायरीअ, पच्छा य सत्थाणि पढीअ ।

रायगिहे नयरे सेणिओ नाम नरवई होत्था, तस्स पुत्तो

अभयकुमारो नाम आसि, सो य विन्नाणे अईव पंडिओ हुवीअ।
गिम्हे काले विसमेण आयवेण हालिओ दुक्खिओ होसी।
अज्ज च कुंभारो वहू घडे कासी।
सरए ससंको जणस्स हिए आणंदं काहीअ।
सीयाले मयंकस्स पयासो सीयलो अहेसि।
वालो जणयस्स विओएण दुहिओ अभू।
नेहेण सो अचंतं दुक्खं पावीअ।
तित्थयराणं उसहो पढमो होत्था।
नाणेण दंसणेण संजमेण तवेण य साहवो सोहिंसु।
ते जिणिंदं अदक्खु, दंसणमेत्तेण य सम्मत्तं चरित्तं च लहीअ।
जो जारिसं ववसेज्ज फलंपि सो तारिसं लहेज्ज।
निट्ठुरो जणो सुत्ते वि जणे खग्गेण पहरीअ।
धम्मो धम्मिट्ठं पुरिसं सग्गं नेसी।
नरिंदो देसस्स जएण तुसीअ।
पक्खी उज्जाणे तरूसुं महुरं सद्दं कुणीअ।
स अवोच तुं अधम्मं काही, तेण दुहं लहीअ।
पुरा अम्हे दुवे वंधुणो आसिमो।
अम्हो मग्गे साऊणि फलाइ जेमीअ।
स अपढणेण मुक्खो होत्था।
स तह नरिंदं सेवित्था जहा वहुं दव्वं तस्स होही।
पारेवओ सडिअं धन्नं कया वि न खाएज्जा।
केसरी अज्ज उज्जाणे वसीअ इअ सो अब्ववी।
गणहरा सुत्ताणि रइंसु।
जिणीसरो अट्ठं वागरित्था।
वंभचेरेण वंभणा जाएसी।

सोत्तं सुएणं न हि कुण्डलेण, दाणेण पाणी न य भूसणेण।
देहो सहेइ करुणाजुआणं परोवयारेण न चंदणेण॥

## ગુજરાતી વાક્યો.

અમૃત પીધું પણ અમર ન થયો.
પરાક્રમ વડે શત્રુઓને જીત્યા.
મુસાફરોએ ઝાડ નીચે વિશ્રાન્તિ લીધી.
રામ ગુરૂના આદેશને અનુસર્યો તેથી સુખી થયો છે.
મુસાફરે ખેડુતને રસ્તો પુછ્યો.
દક્ષિણ દિશાનો પવન વરસાદ લાવ્યો
સજ્જન દુર્જનની જાળમા પડ્યો.
તેણે પ્રાણના નાશે પણ અદત્તનું ગ્રહણ કર્યું નહી.
જૈન ધર્મમાં જેવુ તત્વોનુ જ્ઞાન જોયુ તેવું બીજામાં ન જોયુ.
સુખ ને દુઃખ આ સંસાર ચક્રમા અનંતવાર જીવે ભોગવ્યાં છે તેમાં આશ્ચર્ય શું.
તે પાપમાંથી બચાવ્યો તેથી તારા જેવો બીજો ઉત્તમ કોણ હોય.
રાવણે નીતિને ઉલ્લંઘન કરી તેથી તે મૃત્યુ પામ્યો
પંડિતો મૃત્યુથી ભય પામ્યા નહી.
શિષ્યોએ ગુરૂ પાસેથી જ્ઞાન ગ્રહણ કર્યું.
ઘણા ભવ્ય જીવોએ તીર્થંકરની પૂજા વડે નિત્ય સુખ મેળવ્યુ.
તમે બે પ્રભાતમાં ક્યાં રહ્યા.
અમે આ નગરમાં રહિયે છિયે અને પ્રભુ મહાવીરની પાસે ધર્મ પામ્યા.
અહીંયા ધર્મ તેજ ધન અને સુખનુ કારણ છે.
તેઓમાં જ્ઞાન હતું તેથી તેઓને પૂજ્યા.
તું ગુરૂની વૈયાવચ્ચથી એકદમ હોંશીયાર થયો.
તે નગર બહાર ગયો ને રીછોનું યુદ્ધ જોયુ.
મંદિરની ધ્વજા ઉપર મેં મોર જોયો.

# पाठ १५ मो

## આજ્ઞાર્થ અને વિધ્યર્થ

### પ્રત્યય.

આજ્ઞાર્થ અને વિધ્યર્થના એકજ પ્રત્યયો છે.

| एकवचन. | बहुवचन. |
|---|---|
| प० पु० मु. | मो. |
| बी० पु० हि, सु, इज्जसु, इज्जहि, इज्जे, (लुक्) | ह. |
| त्री० पु० उ, तु, [ए] | न्तु. |

१. આ પ્રત્યયો લગાડતાં પહેલાં अ હોય તો, 'अ' નો 'ए' વિકલ્પે થાય છે. जाण्+अ+मु=जाणेमु-जाणमु.

२. इज्जसु, इज्जहि, इज्जे, (लुक्) આ પ્રત્યયો અકારાન્ત અંગવાળા ધાતુઓને જ લાગે છે.

३. આર્ષ પ્રાકૃતમાં बी० पु० ए० માં इज्जसि, इज्जासि, इज्जाहि, પ્રત્યયો પણ લગાડવામાં આવે છે. જેમકે–गच्छ्+अ+इज्जसि= गच्छिज्जसि, गच्छेज्जसि, એ પ્રમાણે गच्छिज्जासि, गच्छेज्जासि, गच्छिज्जाहि, गच्छेज्जाहि. ઇત્યાદિ રૂપો થાય છે.

४. 'हि' પ્રત્યય લગાડતાં પૂર્વનો સ્વર દીર્ઘ પણ થાય છે. જેમકે–गच्छ+हि=गच्छाहि, पढ+हि=पढाहि.

५. 'ह' પ્રત્યય લાગતાં ज्जा આગમ વિકલ્પે મુકાય છે. ઉદા૦ गच्छेज्जाह, અથવા गच्छेह.

સ્વરાન્ત ધાતુઓને પણ વિકલ્પે 'अ' પ્રત્યય લગાડીને તથા છઠ્ઠા પાઠમાં ज्ज, ज्जा. નિયમો ધ્યાનમાં રાખી વિધ્યર્થ આજ્ઞાર્થના રૂપો કરવા.

हस्

| एकवचन. | बहुवचन. |
|---|---|
| प० पु० हसिमु, हसामु, हसमु, हसेमु. | हसिमो, हसामो, हसमो, हसेमो |
| बी० पु० हसहि, हसेहि हससु, हसेसु, हसिज्जसु हसेज्जमु, हसिज्जहि. हसेज्जहि, हसिज्जे, हसेज्जे, हस, हसे. | हसह, हसेह. |
| [आर्षमां–हसिज्जसि, हसेज्जसि, हसिज्जासि, हसेज्जासि, हसिज्जाहि, हसेज्जाहि, हसाहि] | [हसिज्जाह, हसेज्जाह] |
| त्री० पु० हसउ, हसेउ, हसए हसे. | हसन्तु, हसेन्तु, हसिन्तु. |

सर्वपुरुष सर्वव०– } हसेज्ज, हसेज्जा, हसिज्ज, हसिज्जा.

ने. ( नी. )

| एकवचन. | बहुवचन. |
|---|---|
| प० पु० नेमु. | नेमो. |
| बी० पु० नेहि, नेसु. [नेइज्जसि, नेइज्जासि, नेइज्जाहि] | नेह. [निज्जाह] |
| त्री० पु० नेउ, नेए | नेन्तु. निन्तु. |

अ પ્રત્યય આવે ત્યારે ने+अ=नेअ, અંગના રૂપો.

एक व० बहु व०

प० पु० नेइमु, नेआमु, नेअमु, नेएमु | नेइमो, नेआमो, नेअमो, नेएमो.

बी० पु० नेअहि, नेएहि, नेअसु, नेएसु, नेइज्जसु, नेएज्जसु, नेइज्जहि, नेएज्जहि, नेइज्जे, नेएज्जे, नेअ. [नेइज्जसि, नेएज्जसि, नेइज्जासि, नेएज्जासि, नेइज्जाहि, नेएज्जाहि, नेआहि]. | नेअह, नेएह, [नेइज्जाह, नेएज्जाह]

त्री० पु० नेअउ, नेएउ, नेअए, | नेअन्तु, नेएन्तु, नेइन्तु,

પુરૂષ બોધક પ્રત્યય પહેલાં ज्जनेज्जा મુકાય ત્યારે, नेज्ज અને नेज्जा અંગના રૂપો.

एक व० बहु व०

प० पु० नेज्जमु, नेज्जामु, नेज्जिमु, नेज्जेमु, नेज्ज, नेज्जा. | नेज्जमो, नेज्जामो, नेज्जिमो, नेज्जेमो, नेज्ज, नेज्जा.

बी० पु० नेज्जहि, नेज्जाहि, नेज्जेहि. नेज्जसु, नेज्जासु, नेज्जेसु, नेज्जिज्जसु, नेज्जेज्जसु, नेज्जिज्जहि, नेज्जेज्जहि, नेज्जिज्जे, नेज्जेज्जे, नेज्ज, नेज्जा. [नेज्जिज्जसि, नेज्जेज्जसि, नेज्जिज्जासि, नेज्जेज्जासि, | नेज्जह, नेज्जाह, नेज्जेह, नेज्ज, नेज्जा. [नेज्जिज्जाह, नेज्जेज्जाह].

नेज्जिज्जाहि, नेज्जेज्जाहि,
नेज्जाहि.]

त्री० पु० नेज्जउ, नेज्जाउ, नेज्जन्तु, नेज्जान्तु, नेज्जिन्तु,
नेज्जेउ, नेज्जए नेज्जे, नेज्जेन्तु, नेज्ज, नेज्जा.
नेज्ज, नेज्जा.

સ્વરાન્ત ધાતુને ज्ज–ज्जा ની પહેલા અકાર આવે છે ત્યારે
नेपज्ज—नेपज्जा અંગના રૂપ

| एक व० | बहु व० |
|---|---|
| प० पु० नेपज्जमु, नेपज्जामु, नेपज्जिमु, नेपज्जेमु, नेपज्ज, नेपज्जा. | नेपज्जमो, नेपज्जामो, नेपज्जिमो, नेपज्जेमो, नेपज्ज, नेपज्जा. |

એ પ્રમાણે બીજા અને ત્રીજા પુરૂષના રૂપો કરી લેવા.

વિધ્યર્થમાં 'ज्ज' અંગવાળા ધાતુને સર્વવચન અને સર્વ પુરૂષોમાં 'इ' પ્રત્યય પણ લગાડાય છે. જેમ કે—

સર્વ વ० } होज्ज+इ=होज्जइ, होएज्ज+इ=होएज्जइ.
સર્વ પુ० } होज्जा+इ=होज्जाइ, होएज्जा+इ=होएज्जाइ,
हसेज्ज+इ=हसेज्जइ,
हसेज्जा+इ=हसेज्जाइ.

સંસ્કૃતના તૈયાર આજ્ઞાર્થ અને વિધ્યર્થના રૂપ ઉપરથી પ્રાકૃત નિયમાનુસાર ફેરફાર થઈ રૂપો પણ વપરાય છે જેમકે—

| | |
|---|---|
| समायरे (समाचरेत्) त्री० ए० | अत्थु (अस्तु) त्री० ए० |
| चरे (चरेत्) त्री० ए० | वज्जए (वर्जयेत्) त्री० ए० |
| पढे (पठेत्) त्री० ए० | लभे (लभेत) त्री० ए० |
| सिया (स्यात्) त्री० ए० | बूहि (ब्रूहि) बी० ए० |
| संतु (सन्तु) त्री० ब० | बूया (ब्रूयात्) त्री० ए० |
| कुज्जा (कुर्यात्) त्री० ए० | निवारए (निवारयेत्) त्री० ए० |

આજ્ઞાર્થ અને વિધ્યર્થ તે આજ્ઞા, આશા, પ્રાર્થના, આશીર્વાદ, યોગ્યતા, ઉપદેશ, શક્યતા, સંભવ, ધર્મ, ઇત્યાદિમાં વપરાય છે.

**શબ્દો.**

**अपुव्व** } **अउव्व** } वि. (अपूर्व) અદ્વિતીય, નવું.

**अमयरस** पु. (अमृतरस) સુધા-રસ, અમૃતનો રસ

**अवज्झाण** न. (अपध्यान) દુર્ધ્યાન, દુષ્ટ ચિંતવવું.

**उज्जोग** पु (उद्योग) પ્રયત્ન, ઉદ્યમ.

**खल** वि (सम) દુર્જન, અધમ, મનુષ્ય.

**गव्व** पु. (गर्व) માન, અભિમાન.

**गव्विअ** वि. (गर्वित) અભિમાની, ગર્વિષ્ટ,

**गुण** पु. न. (स) ગુણ

**गोविसाण** न. (गोविषाण) ગાયનું શિંગડું.

**घण** पु. (घन) મેઘ, વાદળ.

**चिंतण** न (सम) વિચારવું

**जइण** वि (जैन) જીન સંબન્ધી, જીનેશ્વરનો ભક્ત, જીન ધર્મી

**जलण** पु. (ज्वलन) અગ્નિ.

६६**जोव्वण** न. (यौवन) તારૂણ્ય, જુવાની.

**नायपुत्त** } **नायउत्त** } पु. (ज्ञातपुत्र) ભગવાન મહાવીરનું નામ.

**निव** पु. (नृप) રાજા.

**पक्ख** पु (पक्ष) પખવાડીયું, અર્ધો માસ.

**पय** पु. न (पद) વિભક્તિ અંતવાળો શબ્દ, પદ, શબ્દ સમૂહ

**पाय** पु. (पाद) પગ, શ્લોકને ચોથો પા

૬૬. શબ્દની આદિમાં 'औ' હોય તો 'ओ' થાય છે, તેમજ 'पौर' આદિ શબ્દમાં 'औ' નો 'अउ' થાય છે.

| | | |
|---|---|---|
| जोव्वणं (यौवनम्) | कोसंबी (कौशाम्बी) | पउरिसं (पौरुषम्) |
| कोसिओ (कौशिक) | पउरा (पौरा) | मउणं (मौनम्) |

गौरव શબ્દમાં 'औ' નો 'आ' અને 'अउ' થાય છે

गारवं, गउरवं (गौरवम्)

(पौर વગેરે શબ્દો પ્રાકૃત વ્યાકરણથી જાણી લેવા.)

पायड } पयड } पु. (प्रकट) પ્રકટ, ખુલ્લુ.

परलोयहिअ वि. (परलोकहित) પરલોકમાં હિત કરનારૂ.

पिय वि. (प्रिय) પ્રિય, વહાલુ. પુ. પતિ, ધણી, સ્વામી.

मुसावाय } मूसावाय } मोसावाय } पु (मृषावाद) અસત્ય ભાષણ, જુઠું બોલવુ.

भप्प } भस्स } पु. न. (भस्मन्) રાખ.

वावार पु. (व्यापार) વ્યાપાર, વ્યવસાય.

वागरण } वायरण } वारण } न. (व्याकरण) વ્યાકરણ શાસ્ત્ર, ઉપદેશ, વિશેષ કથન, ઉત્તર.

विमाण पु न. (विमान) વિમાન, વિદ્યાધર અને દેવનુ વાહન.

विरोह पु. (विरोध) વિરૂદ્ધતા.

विहव पु. (विभव) સમૃદ્ધિ, ઐશ્વર્ય.

विहवि वि. (विभविन्) સમૃદ્ધિવાળો.

विस पु. न (विष) વિષ, ઝેર.

विज्जाहर पु. (विद्याधर) વિદ્યાધર, વિદ્યાવાળો.

६७वेसवण } वेसमण } पु. (वैश्रवण) કુબેર.

समायरण न. (समाचरण) આચરણ કરવુ.

सिलोगद्ध पु. न. (श्लोकार्ध) શ્લોકનો અર્ધો ભાગ.

## अव्यय.

चिरं (स) દીર્ઘકાળ સુધી.

नाम (स) વાક્યાલંકાર, પાદપૂર્તિ, સંભાવનાર્થમાં, આમ ત્રણાર્થે.

नवरि } नवर } नवरं } (केवल) કેવળ, ફક્ત.

माइं } मा } (मा) નિષેધાર્થમાં, નકાર.

सिक्खिउं हे. कृ. (शिक्षितुम्) ભણવાને.

---

૬૭. શબ્દની આદિમાં 'ऐ' નો 'ए' થાય છે, તેમજ दैत्यादि શબ્દોમાં 'ऐ' નો 'अइ' થાય છે.

| | | |
|---|---|---|
| सेला (शैला) | एरावणो (ऐरावण) | वइएसो (वैदेशः) |
| सेन्नं (सैन्यम्) | दइच्चो (दैत्य) | सइर (स्वैरम्) |
| तेलुक्कं (त्रैलुक्यम्) | अइसरिअं (ऐश्वर्यम्) | चइत्तं (चैत्यम्) |

## धातुओ.

[68]अरिह् (अर्ह्) લાયક થવું, પુજા કરવી, યોગ્ય થવું
उज्जम् (उद्यम्) ઉદ્યમ કરવો, પ્રયત્ન કરવો.
उवज्ज् (उत्+पद्य) ઉત્પન્ન થવું.
आ-दिस् (आ+दिश्) આદેશ કરવો, ફરમાવવું.
निज्जर् (निर्+जृ=जर्)ક્ષય કરવો, કર્મનો ક્ષય કરવો, નાશ કરવુ.
[69]पवट्ट } पयट्ट } (प्र+वृत्=वर्त्) પ્રવર્તવું, પ્રવૃત્તિ કરવી
पमज्ज् (प्र+मद्) પ્રમાદ કરવો, ભુલવું.
भज्ज् (मस्ज्) ભુજવું, બાળવુ.
मर् (मृ) મરવું.
वि-रम् (वि+रम्) વિરમવુ, અટકવુ.

## प्राकृत वाक्यो.

तुम्हे एत्थ चिट्ठेह, वीरं जिणं अम्हे अच्चेमु ।
सच्चं वोलिज्जा । धम्मं समायरे. ।
उज्जमेण विणा धणं न लहेमु ।
सुत्तस्स मग्गेण चरेज्ज भिक्खू ।
जो गुरुकुले निच्चं वसेज्ज, सो सिक्खणं अरिहेइ ।
मुसावायं न वएज्जसि ।
तुं नयं न चयिज्जे ।
जइ तुम्हे विज्जत्थिणो अत्थि, तया सुहं चएह पढणे य उज्जमह ।
अहं दुध्धं पासी, तुम्हे वि पिवेह ।
तुम्मे साहूणं समीवं हियाइं वयणाइं सुणिज्जाह, अहंपि सुणामु ।

---

६८. શબ્દની અંદર 'ह्' સંયુક્ત વ્યંજન હોય તો અન્ત્ય 'ह्' ની પૂર્વે 'इ' મુકાય છે. ઉદા૦–अरिहंतो (अर्हन्) गरिहा (गर्हा).

६९. શબ્દની અંદર 'र्त' નો 'ट्ट' થાય છે. ઉદા૦–
पयट्टइ (प्रवर्त्तते) संवट्टिअं (संवर्त्तितम्) नट्टओ (नर्त्तक) केवट्टो (कैवर्त्त)

અપવાદ–धूर्त્ત આદિ શબ્દમાં 'र्त' નો ट्ट થતો નથી. धुत्तो (धूर्त.) कित्ती (कीर्ति)

भवाओ विरत्ताणं पुरिसाणं गिहे वासो किं रोएज्जा।
सेट्ठणं सासणं चिरं सेयउ।
आइरिआ दीहं कालं जिणिंतु।
नायपुत्तो तित्थं पवट्टेउ।
तुं अकज्जं न कुणेज्जसु, सच्चं च वइज्जहि।
गुरूणं विणएण वेयावडिएण य नाणं पढे।
अत्थुच्चिअ परिवड्ढउ, जेण गुणा पायडा हुंति।
जइ सिवं इच्छेह, तया कामेहिन्तो विरमेज्ज।
सज्जणे तुम्हे मा निन्देह।
पाणीणं अप्पकेरं नाणं दंसणं चरित्तं च अत्थि, न अन्नं किं पि, तओ तेहि चिय संसारा पारं वच्चेह।
सठेसु माइं वीससेज्जइ।
सज्जणेहिं सद्धिं विरोहं कया वि न कुज्जा.
हे ईसर? अम्हारिसे पावे जणे रक्ख रक्खेहि।
पाणिवहो धम्माय न सिया।
कासइ न वीससे।
सच्चं पियं च परोलोयहियं च वएज्ज नरा॥

होज्जा जले वि जलणो,
होज्जा खीरंपि गोविसाणाओ।
अमयरसो वि विसाओ, न य
पाणिवहा हवइ धम्मो॥१॥

वरिसंतु घणा मा वा, मरंतु
रिउणो अहं निवो होज्जा।
सो जिणउ परो भज्जउ, एवं
चिंतणमवज्झाणं॥२॥

गुणिणो गुणेहिं विहवेहि, वि-
हविणो होंतु गव्विआ नाम।
दोसेहि नवरि गव्वो, खलाण
मग्गो च्चिअ अउव्वो॥३॥

जइवि दिवसेण पयं, धरेह
पक्खेण वा सिलोगद्धं।
उज्जोगं मा मुंचह जइ इच्छह
सिक्खिउं नाणं॥४॥

कुणउ तवं पालउ, संजमं पढउ
सयलसत्थाइं।
जाव न झायइ जीवो, ताव
न मुक्खो जिणो भणइ॥५॥

## ગુજરાતી વાકયો.

પ્રભાતમાં સ્તોત્રો વડે પ્રભુની સ્તુતિ કરવી જોઇએ, અને પછી અધ્યયન ભણવું જોઇએ.

વ્યાપારની જેમ માણસે હંમેશા ધર્મમાં પણ ઉદ્યમ કરવો જોઇએ.

વિદ્યાધરો વિમાનો વડે ગમન કરો.

ઇન્દ્રે કુબેરને હુકમ કર્યો (કે) જ્ઞાત પુત્રને ઘેર દ્રવ્યની વૃષ્ટિ કરો.

તમે ધર્મ વડે જીવો ? અને સત્યથી સુખી થાઓ.

ગુરૂનો આદેશ ઉલ્લંઘન ન કરવો જોઇએ.

હે બાળક તુ કાગટ રાખમાં વી નાખ નહી.

તમારે ઉપાધ્યાયની પાસે વ્યાકરણ શીખવુ જોઇએ.

જુવાનીમાં ધર્મ કરવો જોઇએ.

કરવા લાયક કામમાં પ્રમાદ ન કરવો જોઈએ.

સાધુઓએ દિવસેજ વિહાર કરવો જોઈએ.

તું મિથ્યા કોપને ન કર, હિતને સાંભળ.

તમે પંડિત છો માટે તત્વોનો વિચાર કરો.

લોભને સંતોષ વડે નિંદા કર.

સર્વતીર્થોમાં શત્રુંજય તીર્થ ઉત્તમ છે, માટે ત્યાં તુ જા, કલ્યાણ કર ? અને પાપોનો ક્ષય કર.

સતોષમા જેવું સુખ છે તેવું સુખ બીજામાં નથી માટે સંતોષને ધારણ કરવો જોઈએ.

જીવ વૃદ્ધપણામાં ધર્મ કરવાને સમર્થ થતો નથી.

સારૂ પાકેલુ અનાજ ખાવુ જોઇએ.

દરરોજ જીનેશ્વરનું દર્શન અને ગુરૂનો ઉપદેશ સાંભળવો જોઇએ.

જે સસારમાંથી તારનાર છે, તે ઇશ્વરની નીંદા ન કર.

# पाठ १६ मो.

## આકારાન્ત અને હ્રસ્વ તથા દીર્ઘ इ-ईકારાન્ત, उ-ऊકારાન્ત સ્ત્રીલિંગ નામો.

### પ્રત્યય.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | ०. | उ, ओ, |
| बी० | म्. | उ, ओ, |
| त० | अ, आ, इ, ए. | हि हिँ, हिं. |
| च० छ० | अ, आ, इ, ए. | ण, णं |
| पं० | अ, आ, इ, ए. त्तो, ओ, उ, हिन्तो | त्तो, ओ, उ, हिन्तो, सुन्तो. |
| स० | अ, आ, इ, ए. | ण, णं |
| सं० | ०. | उ, ओ. |

१ म् અને त्तो પ્રત્યયોની પહેલાં દીર્ઘસ્વર હોય તો હ્રસ્વ થાય છે જેમકે—

माला+म्=मालं, नई+म्=नइं. वहू+म्=वहुं.

૨ તૃતીયા, ચતુર્થી, પંચમી, પષ્ટી અને સપ્તમી વિભક્તિનો જે 'आ' પ્રત્યય છે તે આકારાન્ત સ્ત્રીલિંગ નામોને લાગતો નથી. જેમકે-

मालाअ, मालाइ, मालाए

૩ 'म्' અને 'त्तो' સિવાય સર્વે વિભક્તિના પ્રત્યયોની પૂર્વે હ્રસ્વ સ્વર હોય તો દીર્ઘ થાય છે. જેમકે—

प० व० मइ+ओ=मईओ, मईउ, मई

प० ए मईअ, मईआ, मईइ, मईए

मइत्तो, मईओ, मईउ, मईहिन्तो.

૪ દીર્ઘ ઈકારાન્ત સ્ત્રીલિંગ નામોમાં પ્રથમા વિભક્તિના એકવચનમાં તથા પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં 'आ' પ્રત્યય પણ લગાડવામાં આવે છે. જેમકે—

प० ए० नई, नईआ,

प० व०} नईओ, नईउ, नईआ, नई.
बी० व०}

૫ જે નામો મૂળથી आકારાન્ત છે તેના સંબોધન એકવચનમાં અન્ત્ય 'आ' નો 'ए' વિકલ્પે થાય છે. જેમકે–हे माले, हे माला. તેમજ હ્રસ્વ इકારાન્ત અને હ્રસ્વ उકારાન્ત નામોના સંબોધનના એકવચનમાં વિકલ્પે તેઓનો સ્વર દીર્ઘ થાય છે. જેમ–हे मई, मइ, हे धेणू, धेणु. અને દીર્ઘ ईકારાન્ત–ऊકારાન્ત નામોનાં સંબોધન એકવચનમાં અન્ત્ય 'ई–ऊ' હ્રસ્વ થાય છે. જેમ–हे नइ, हे वहु.

रमा.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | रमा. | रमाओ, रमाउ, रमा. |
| बी० | रमं. | रमाओ, रमाउ, रमा. |
| त० | रमाअ, रमाइ, रमाए. | रमाहि, रमाहिँ, रमाहिं |
| च०छ० | रमाअ, रमाइ, रमाए. | रमाण, रमाणं |
| प० | रमाअ, रमाइ, रमाए रमत्तो, रमाओ, रमाउ, रमाहिन्तो. | रमत्तो, रमाओ, रमाउ, रमाहिन्तो, रमासुन्तो. |
| स० | रमाअ, रमाइ, रमाए. | रमासु, रमासुं. |
| सं० | हे रमे, रमा. | रमाओ, रमाउ, रमा. |

| | |
|---|---|
| प० बुद्धी. | बुद्धीओ, बुद्धीउ, बुद्धी. |
| बी० बुद्धिं | बुद्धीओ, बुद्धीउ, बुद्धी. |
| त० बुद्धीअ. बुद्धीआ, बुद्धीइ, बुद्धीए. | बुद्धीहि, बुद्धीहिँ, बुद्धीहिं. |
| च-छ० बुद्धीअ, बुद्धीआ, बुद्धीइ, बुद्धीए. | बुद्धीण, बुद्धीणं. |
| पं० बुद्धीअ, बुद्धीआ, बुद्धीइ, बुद्धीए, बुद्धित्तो, बुद्धीओ, बुद्धीउ, बुद्धीहिन्तो. | बुद्धित्तो, बुद्धीओ, बुद्धीउ, बुद्धीहिन्तो, बुद्धीसुन्तो. |
| स० बुद्धीअ, बुद्धीआ, बुद्धीइ, बुद्धीए. | बुद्धीसु, बुद्धीसुं. |
| सं० हे बुद्धि, बुद्धी. | बुद्धिओ, बुद्धीउ, बुद्धी. |

धेणु (धेनु)

| एकव० | बहुव० |
|---|---|
| प० धेणू. | धेणूओ, धेणूउ, धेणू. |
| बी० धेणुं. | धेणूओ, धेणूउ, धेणू |
| त० धेणूअ, धेणूआ, धेणूइ, धेणूए. | धेणूहि, धेणूहिँ, धेणूहिं. |
| च-छ० धेणूअ, धेणूआ, धेणूइ, धेनूए. | धेणूण, धेणूणं. |
| पं० धेणूअ, धेणूआ, धेणूइ, धेणूए, धेणुत्तो, धेणूओ, धेणूउ, धेणूहिन्तो. | धेणुत्तो, धेणूओ, धेणूउ, धेणूहिन्तो, धेणूसुन्तो |
| स० धेणूअ, धेणूआ, धेणूइ, धेणूए. | धेणूसु, धेणूसुं, |
| सं० हे धेणू, धेणु. | धेणूओ, धेणूउ, धेणू. |

इत्थी (स्त्री)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | इत्थी, इत्थीआ. | इत्थीओ, इत्थीउ, इत्थी, इत्थीआ. |
| बी० | इत्थिं. | इत्थीओ, इत्थीउ, इत्थी, इत्थीआ. |
| त० | इत्थीअ, इत्थीआ, इत्थीइ, इत्थीए. | इत्थीहि, इत्थीहिँ, इत्थीहिं. |
| च–छ० | इत्थीअ, इत्थीआ, इत्थीइ, इत्थीए | इत्थीण, इत्थीणं |
| पं० | इत्थीअ, इत्थीआ, इत्थीइ, इत्थीए, इत्थित्तो, इत्थीओ, इत्थीउ, इत्थीहिन्तो. | इत्थित्तो, इत्थीओ, इत्थीउ, इत्थीहिन्तो, इत्थीसुन्तो |
| स० | इत्थीअ, इत्थीआ, इत्थीइ, इत्थीए. | इत्थीसु, इत्थीसुं. |
| सं० | इत्थि. | इत्थीओ, इत्थीउ, इत्थी, इत्थीआ. |

सासू (श्वश्रू)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | सासू. | सासूओ, सासूउ, सासू. |
| बी० | सासुं. | सासूओ, सासूउ, सासू |
| त० | सासूअ, सासूआ, सासूइ, सासूए. | सासूहि, सासूहिँ, सासूहिं. |
| च–छ० | सासूअ, सासूआ, सासूइ, सासूए. | सासूण, सासूणं |
| पं० | सासूअ, सासूआ, सासूइ, | सासुत्तो, सासूओ, सासूउ, |

सासूए, सासुत्तो, सासूओ, सासूहिन्तो, सासूसुन्तो.
सासूउ, सासूहिन्तो.
स० सासूअ, सासूआ, सासूइ, सासूसु, सासूसुं.
सासूए.
सं० हे सासु. सासूओ, सासूउ, सासू.

## સર્વનામના સ્ત્રીલિંગ શબ્દો.

ता (तत्) इमा (इदम्)
जा (यत्) सव्वा (सर्वा)
का (किम्) अन्ना (अन्या)
एआ–एता (एतद)

આ સર્વનામના સ્ત્રીલિંગ રૂપો આકારાન્ત સ્ત્રીલિંગ નામના જેવા થાય છે.

વિશેષ—ता અને एता નું પ૦ પ૦ રૂપકમથી सा અને एसा થાય છે તેમજ ता નો ती, जा નો जी, का નો की, एआ નો एई, इमा નો इमी, આ પ્રમાણે શબ્દો ગણી ઈકારાન્ત સ્ત્રીલિંગના જેવાં રૂપો પણ વિકલ્પે થાય છે પણ ती, जी અને की, ના પ્રથમા અને દ્વિતીયાના એકવચનમાં અને છઠ્ઠીના બહુવચનમા રૂપો થતા નથી [ આ રૂપો આગળ સર્વનામના પાઠમાં વિસ્તારથી આપવામા આવશે ] સંક્ષેપથી આ પ્રમાણે—

सव्वा (सर्वा)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | सव्वा. | सव्वाओ. सव्वाउ, सव्वा. |
| बी० | सव्वं | सव्वाओ, सव्वाउ सव्वा. |
| त० | सव्वाअ, सव्वाइ, सव्वाए | सव्वाहि, सव्वाहिँ, सव्वाहिं. |

બાકીના રૂપો 'रमा' પ્રમાણે

## ता-ती (तद्)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | सा. | ताओ, ताउ, ता, तीओ, तीउ, ती, तीआ. |
| बी० | तं. | ताओ, ताउ, ता, तीओ तीउ, ती, तीआ. |
| त० | ताअ, ताइ, ताए, तीअ, तीआ, तीइ. तीए. | ताहि, ताहिँ, ताहिं, तीहि, तीहिँ, तीहिं. |
| च-छ० | ताअ, ताइ, ताए, तीअ, तीआ, तीइ, तीए | ताणं, ताण |

બાકીના રૂપો 'रमा' અને 'इत्थी' પ્રમાણે.

## जा-जी (यत्)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | जा. | जाओ, जाउ, जा, जीओ, जीउ, जी, जीआ. |
| बी० | जं. | जाओ, जाउ, जा, जीओ, जीउ, जी, जीआ |
| त० | जाअ, जाइ, जाए, जीअ, जीआ, जीइ, जीए | जाहि, जाहिँ, जाहिं, जीहि, जीहिँ, जीहिं. |
| च-छ० | जाअ, जाइ, जाए, जीअ, जीआ जीइ, जीए. | जाणं, जाणं |

બાકીનાં રૂપો 'ता-ती' પ્રમાણે.

## का-की (किम्)

| | | |
|---|---|---|
| प० | का. | काओ, काउ, का, कीओ, कीउ, की, कीआ. |

| एकव० | बहुव० |
|---|---|
| बी० कं. | काओ, काउ, का, कीओ, कीउ, की, कीआ. |
| त० काअ, काइ, काए, कीअ, कीआ, कीइ, कीए | काहि, काहिँ, काहिं, कीहि, कीहिँ, कीहिं. |
| च–छ० काअ, काइ, काए, कीअ, कीआ, कीइ, कीए. | काणं, काण |

બાકીનાં રૂપો 'ता–ती' પ્રમાણે.

एआ–एई (एतद्)

| एकव० | बहुव० |
|---|---|
| प० एसा. | एआओ, एआउ, एआ, एईओ, एईउ, एई, एईआ. |
| बी० एअं, एइं. | एआओ, एआउ, एआ, एईओ, एईउ, एई, एईआ. |
| त० एआअ, एआइ, एआए, एईअ, एईआ, एईइ, एईए | एआहि, एआहिँ, एआहिं, एईहि, एईहिँ, एईहिं |
| च–छ० एआअ, एआइ, एआए, एईअ, एईआ, एईइ, एईए. | एआणं, एआण, एईणं, एईण. |

બાકીના રૂપો 'ता–ती' પ્રમાણે

इमा–इमी (इदम्)

| | |
|---|---|
| प० इमा, इमी, इमीआ | इमाओ, इमाउ, इमा, इमीओ, इमीउ, इमी, इमीआ |
| बी० इमं, इमिं | इमाओ, इमाउ, इमा, इमीओ, इमीउ, इमी, इमीआ. |

| | एकव० | बहुव० |
|---|---|---|
| त० | इमाअ, इमाइ, इमाए, इमीअ, इमीआ, इमीइ, इमीए. | इमाहि, इमाहिँ, इमाहिं, इमीहि, इमीहिँ, इमीहिं. |
| च-छ० | इमाअ, इमाइ, इमाए, इमीअ, इमीआ, इमीइ, इमीए. | इमाण, इमाणं, इमीण, इमीणं. |

બાકીનાં રૂપો 'ता-ती' પ્રમાણે.

શબ્દો (સ્ત્રીલિંગ).

अवरा (अपरा) પશ્ચિમદિશા.
असाया (असाता) દુઃખ, પીડા.
आणा (आज्ञा) આદેશ, હુકમ.
आवया (आपद्-दा) આપદા, પીડા
इड्ढि, रिद्धि (ऋद्धि) વૈભવ, ઐશ્વર્ય, સમૃદ્ધિ.
इत्थी, थी (स्त्री) સ્ત્રી, નારી.
उत्तरा (सम) ઉત્તરદિશા.
कला (सम.) કલા.
कहा (कथा) કથા, વાર્તા.
कामधेणु (कामधेनु) કામધેનુ ગાય.
किवा (कृपा) દયા.
कोसा (कोश्या) વેશ્યાનુ નામ.
गंगा (सम.) ગંગા નદી.
छुहा (क्षुध्) ક્ષુધા-ભુખ
छुहा (सुधा) અમૃત.
छाही, छाया (छाया) આતપનો અભાવ પ્રતિબિંબ, છાયા.
जउँणा (यमुना) નદીનુ નામ.
जिब्भा, जीहा (जिह्वा) જીભ.
जोण्हा (ज्योत्स्ना) ચન્દ્રપ્રકાશ.
तिण्हा (तृष्णा) સ્પૃહા, વાંછા, પિપાસા,
थुइ (स्तुति) સ્તવ, ગુણકીર્તન.
दया (सम.) દયા, અનુકંપા, કરૂણા.
दाढा (दंष्ट्रा) દાઢ.
दाहिणा (दक्षिणा) દક્ષિણદિશા
दिसा (दिश्-दिशा) પૂર્વાદિ દિશા
दोवई (द्रौपदी) પાંડવોની ભાર્યા
धिइ (धृति) ધીરજ, ધૈર્ય.
नारी (सम.) સ્ત્રી
नीइ (नीति) ન્યાય, ઉચિત વ્યવહાર.
निसा (निशा) રાત્રિ
पइण्णा (प्रतिज्ञा) પ્રતિજ્ઞા.
पण्णा (प्रज्ञा) બુદ્ધિ
पवित्तया (पवित्रता) પવિત્રપણુ

पडिमा (प्रतिमा) પ્રતિમા, મૂર્તિ. પ્રતિબિંબ.
पिच्छी (पृथ्वी) પૃથ્વી, ભૂમિ.
पुढवी } (पृथिवी) પૃથ્વી
पुहवी }
पुव्वा (पूर्वा) પૂર્વ દિશા
बहिणी } (भगिनी) બહેન
भइणी }
बाहा (बाहु) હાથ, ભુજા.
बुद्धि (बुद्धि) બુદ્ધિ.
भज्जा (भार्या) ભાર્યા, સ્ત્રી.
मज्जाया (मर्यादा) વ્યવસ્થા, સીમા, હદ.
मट्टिआ (मृत्तिका) માટી
महासई (महासती) પરમશીલવતી સ્ત્રી.

रूप्पिणी[70] (रुक्मिणी) કૃષ્ણની સ્ત્રી
लच्छी (लक्ष्मी) લક્ષ્મી.
वणस्सइ } (वनस्पति) વનસ્પતિ.
वणप्फइ }
वत्ता (वार्ता) વાર્તા, કથા.
वरिसा[71] } (वर्षा) ચોમાસું.
वासा }
वसहि } (वसति) સ્થાન, આશ્રય.
वसइ }
वहू (वधू) નારી, પુત્રની સ્ત્રી.
वियणा } (वेदना) દુઃખ, પીડા.
वेयणा }
विज्जा (विद्या) વિદ્યા, શાસ્ત્રજ્ઞાન.
वुड्ढि (वृद्धि) વૃદ્ધિ, ચડતી
वेसा (वेश्या) વેશ્યા.
सन्ना (संज्ञा) ચેષ્ટા, જ્ઞાન

---

૭૦ क्म અને क्म નો प्प થાય છે. જેમ—कुप्पलं (कुड्मलम्) रुप्पिणी (रुक्मिणी)

૭૧ શબ્દની અન્દર 'र्श' કે 'र्ष' સંયુક્ત વ્યંજન હોય તો સંયુક્તના અન્ત્ય વ્યંજન જે 'श–ष' તેની પૂર્વે 'इ' આગમ વિકલ્પે મુકાય છે તેમજ तप्त, वज्र, શબ્દમાં પણ સંયુક્ત અન્ત્ય અક્ષરની પૂર્વે इ આગમ વિકલ્પે આવે છે ઉદા૦—

| | |
|---|---|
| आयरिसो } आयंसो } (आदर्श) | वरिसा, वासा (वर्षा) |
| दरिसणं } दंसणं } (दर्शनम्) | तविअं, तत्त (तप्तम्) |
| वरिसं } वासं } (वर्षम्) | वइरं, वज्जं (वज्रम्) |

**सरस्सई** (सरस्वती) વાણી દેવી.

**समाहि** (समाधि) ચિત્તની સ્વસ્થતા, મનની શાંતિ.

**साया** (शाता) સુખ.

**सासू** (श्वश्रू) સાસુ.

**सुण्हा** } **सुसा** } **ण्हुसा** } (स्नुषा) પુત્રવધુ.

**सिरी**[७२] (श्री) લક્ષ્મી.

**सुहा** (सुधा) અમૃત.

**सेणा** (सेना) સેના, સૈન્ય, લશ્કર.

**सेवा** (सम.) સેવા, ચાકરી, ભક્તિ.

**हिरी** (ह्री) લજ્જા, શરમ.

---

**अत्थ** पु. (अस्त) અસ્તાચલ પર્વત

**अत्थ** न. (अस्त) અન્તર્ધાન, મૃત્યુ.

**अतुल्ल** } **अउल्ल** } वि. (अतुल्य) અસાધારણ.

**आगास** पु. न. (आकाश) આકાશ,

**आहार** पु (आधार) આધાર, આલંબન, આશ્રય.

**उदग** } **दग** } न. (उदक) જલ.

**कुमार** } **कुमर** } पु. (कुमार) કુમાર.

**किण्ह** वि. (कृष्ण) શ્યામ વર્ણવાળું, કાળું.

**गिहासत्त** वि (गृहासक्त) ઘરમાં આસક્ત.

**जाय** वि (जात) ઉત્પન્ન થયેલું.

**जीवियंत** पु. (जीवितान्त) પ્રાણનો નાશ.

**णायव्व** वि. (ज्ञातव्य) જાણવા યોગ્ય.

**दढ** वि. (दृढ) મજબુત, નિશ્ચલ, સમર્થ

**दव्वलुद्ध** वि (द्रव्यलुब्ध) દ્રવ્યમા લોભી.

**दाहिणपास** न (दक्षिणपार्श्व) જમણી તરફ.

**दुज्जोहण** पु. (दुर्योधन) નામ છે.

**देवालय** न. (देवालय) દેવનુ મન્દિર.

**निय** वि (निज) પોતાનુ

**पउण** वि. (प्रगुण) હોશીયાર.

---

૭૨ श्री, ह्री, कृत्स्न, क्रिया આ શબ્દોમાં સંયુક્ત અન્ત્યાક્ષરની પૂર્વે इ મુકાય છે. જેમકે—

| | |
|---|---|
| सिरी (श्री) | कसिणो (कृत्स्न) |
| हिरी (ह्री) | किरिया (क्रिया) |

पंडव पु. (पाण्डव) પાંડવો, પાંડુના પુત્રો.
पज्जुण्ण पु. (प्रद्युम्न) કૃષ્ણનો પુત્ર.
पहाव पु. (प्रभाव) પ્રભાવ, શક્તિ, સામર્થ્ય.
पत्थिअ वि (प्रार्थित) પ્રાર્થના કરાયેલ.
बाहु पु (सम) હાથ, ભુજા.
मांसभोइ वि. (मासभोजिन्) માંસ ખાનાર.
माणि वि (मानिन्) અભિમાની
रक्खस्स पु. (राक्षस) રાક્ષસ.
वसीहूअ वि. (वशीभूत) વશ થયેલ.
वाम वि. (सम) ડાબું, પ્રતિકૂલ.
विक्कम पु. (विक्रम) વિક્રમરાજા.
विवाअ पु (विवाद) ચર્ચા, વાગ્યુદ્ધ.
विसाल वि. (विशाल) મોટું
विसेस पु. न. (विशेष) વિશેષ, પ્રકાર, ભેદ.
सप्प पु. (सर्प) સર્પ.
समाण वि. (समान) સદૃશ, તુલ્ય, સરખું.
समीहिअ वि (समीहित) ઇષ્ટ, વાંછિત.
सवण न. (श्रवण) સાંભળવું.
सार वि. (सम.) શ્રેષ્ઠ, ઉત્તમ.
सुक्क वि. (शुक्ल) શુક્લ, શુક્લ વર્ણવાળું, ધોળું.
सिमि(वि)ण } पु (स्वप्न) સ્વપ્ન.
सुमि(वि)ण }
हेमचंद (हेमचन्द्र) શ્રીહેમચંદ્રસૂરિજી.

## अव्यय.

उ } (तु) સમુચ્ચય, અવધારણ,
तु } નિશ્ચય, કિન્તુ, પ્રશંસા, પાદપૂર્તિ
उवरि-रिं } (उपरि) ઉર્ધ્વ, ઉપર.
अवरि-रिं }
उअ (पश्य) તું જો. એ અર્થમાં અવ્યય છે.
[73]जओ } (यत) જેનાથી, જે
जदो } કારણથી, જે તરફથી.
जत्तो }
पाओ } (प्रायस्) ઘણું કરીને,
पायण-णं, } કદાચ.
पायसो }
मुसा }
मूसा } (मृषा) અસત્ય, ખોટું.
मोसा }

૭૩. સંસ્કૃતમાં 'तस्' પ્રત્યય આવે છે તેને સ્થાને 'त्तो-दो' વિકલ્પે આવે છે, જ્યારે त्तो-दो ન થાય ત્યારે અકારથી પર વિસર્ગ

### धातुओ.

आढव् (आ+रभ्) शરૂ કરવુ.
आइग्घ् (आ+घ्रा) સુંઘવુ
आ-राह् (आ+राध्) આરાધના કરવી, ઉપાસના કરવી
उदे (उद्+इ) ઉદય પામવુ.
उद्दाल् (आ+छिद्) છીનવી લેવુ.
उव्विव् (उद्+विज्) ઉદ્વેગ કરવો, ખિન્ન થવુ.
उट्ठ, उट्ठा (उत्+स्था) ઉઠવુ.
ए (इ) જવુ.
कुप्प् (कुप्-कुप्य) કોપ કરવો.
गिज्झ् (गृध्-गृध्य) આસક્ત થવું.
गंठ्, गंथ् (ग्रन्थ) ગુંથવુ, રચવુ, બનાવવુ.
जण् (जनय्) ઉત્પન્ન કરવું, પેદા કરવું.
झर् (क्षर्) ઝરવું, ટપકવુ.
पलोट्ट् (प्र+लुट्) લોટવુ, આ-ળોટવુ.
पहुप्प् (प्र+भू) સમર્થ થવું.
पारं-गच्छ् (पारङ्गच्छ्) પાર પામવુ.
वह् (स) વહેવુ, લઈ જવુ.
वसीकर्, वसीकुण् (वशी+कृ) વશ કરવુ.
हिंस् (हिंस्) હિંસા કરવી.
लुह् (मृज्) વાળવુ, સાફ કરવું, માંજવુ.

### प्राकृत वाक्यो

जस्स जओ आइच्चो उदेइ, सा तस्स होइ पुव्वा दिसा, जत्तो अ अत्थमेइ सा उ अवरा दिसा नायव्वा, दाहिणपासम्मि य दाहिणा दिसा, उत्तरा उ वामेण।
किंवाय विणा को धम्मो।
पंडवाण सेणाइ दुज्जोहणस्स

---

આવે તો વિસર્ગને પૂર્વના સ્વર અને વ્યંજન સહિત 'ओ' થાય છે. જેમકે—

जत्तो, जदो, जओ (यत)
कत्तो, कदो, कओ (कुत.)
तत्तो, तदो, तओ (तत.)
सव्वत्तो, सव्वदो, सव्वओ (सर्वदा)
अन्नत्तो, अन्नदो, अन्नओ (अन्यत)
पुरओ (पुरत.)
मग्गओ (मार्गत)

सेणाए सह जुज्झं होत्था, तम्मि जुद्धे पंडवाणं जयो आसि।

कोसा वेसा सव्वासु कलासु निउणा, नच्चम्मि उ विसेसेण कुसला।

सव्वा कला धम्मकला जएइ, सव्वा कहा धम्मकहा जिणेइ। जस्स जीहा वसीहूआ सो परमो पुरिसो।

नारीओ चन्दस्स जोण्हाए रमेन्ति।

छुहाए समाणा वेयणा नत्थि।

पंडवाणं भज्जा दोवई सव्वासु इत्थीसु उत्तिमा महासई अहेसि।

वणस्सईणं पि सन्ना अत्थि तओ हगं मट्टिआए रसं च आहरेज्जा।

सज्जणा पइण्णाहिंतो कहं पि न चलन्ति।

इत्थीओ सज्जाहिन्तो उट्ठन्ति, आवासयाइं च किच्चाइं कुणन्ति।

सासूए ण्हूसाए उवरिं, वहूइ य सासूअ अवरिं, अईव पीई अत्थि।

दिवहो निसं, निसो य दिणं अणुसरेइ।

जणा रिद्धीए गव्विट्ठा पाएण हवंति।

जोव्वणं असारं, लच्छीवि असारा, संसारो असारो, तओ धम्मम्मि मई दढं कुज्जा।

थी पगया बाहाए भारं नेहीअ।

कामे सत्ताओ इत्थीओ कुलं सीलं च न रक्खन्ति।

उअ थीणं सरुवं, संसारा य उव्विवेसु।

जो संघस्स आणं अइक्कमेइ, सो सिक्खं अरिहेइ।

---

· જે નામ વિશેષણુ હોય તેનુ સ્ત્રીલિંગ કરવુ હોય તો અન્ત્ય આ કે ई લગાડવાથી થાય છે, પણ અકારાન્ત વિશેષણુ નામોનું સ્ત્રીલિંગ પ્રાય. आ લગાડવાથી થાય છે. કોઇ સ્થળે ई પણ લાગે છે. જેમકે—

पिय–पिया, पिआ (प्रिया)

निच्च–निच्चा, (नित्या)

वल्लह–वल्लहा, (वल्लभा)

सरिस- सरिसा, सरिसी (सदृशी)

तारिस–तारिसा, तारिसी (तादृशी)

हसमाण–हसमाणा (हसमाना)

हसमाणी (हसन्ती)

जउँणाए उदगं किण्हं, गंगाअ य दगं सुक्कमत्थि।
हेमचंदो सरस्सइं देविं आराहीअ।
सासू वहूणं वेयालए गमणाय कहेइ।
जो हिरिं नीइं धीइं च धरेइ, सो सिरिं लहेइ।
अहिणो दाढाए विसं झरेइ।
तिण्हा आगासेण समा विसाला।
तरुस्स छाहीए थीओ गाणं काहीअ।
विक्कमो निवो पिच्छीए सुट्ठु पालगो आसि।
कुमारो सव्वासु कलासु पहुप्पइ।
पहुणो महावीरस्स अतुल्लाए सेवाए गोयमो गणहरो संसारं तरीअ।
धन्नाओ ताओ बालिआउ, जाहिं सुमिणे वि न पत्थिओ अन्नो पुरिसो।

## ગુજરાતી વાક્યો.

વડીલોની મર્યાદા ઉલ્લંઘવી નહિ.
ચોરે બ્રાહ્મણની લક્ષ્મી છીનવી લીધી.
પુત્રની વહુ સાસૂના સર્વ કામો વિનયથી કરે છે
જ્યારે માણસની ઋદ્ધિ નાશ પામે છે ત્યારે તેની સાથે બુદ્ધિ અને ધીરજ પણ નાશ પામે છે.
ધર્મીજન ધનની વૃદ્ધિમાં ધર્મનો ત્યાગ કરતો નથી.
સરસ્વતી અને લક્ષ્મી(શ્રી) ના વિવાદમાં કોણ જીતે?
માણસ વેદનામાં બહુજ મુઝાય છે.
સર્વ જીવો સુખને (શાતા) ઇચ્છે છે, અને દુખને (અશાતા) ઇચ્છતા નથી.
ઉત્તમ પુરૂષ જે કાર્યનો આરંભ કરે છે, તેને જરૂર પાર પામે છે.
ઉનાળામાં સર્વ પશુઓ ઝાડોની છાયામાં વિશ્રાન્તિ લે છે.
દક્ષિણ દિશામાં ચોરો ગયા.
સર્વ ઠેકાણે સુખીઓને સુખ અને દુ:ખીઓને દુઃખ હોય
હુ જીનેશ્વરોની પ્રતિમાઓને સ્તુતિઓ વડે સ્તુતિ કરૂ છુ.
સર્પો જીભ વડે દુધ પીવે છે.
સ્ત્રીઓ બાગમાં વિહરે છે, અને પુષ્પો સુંઘે છે.

તે તીર્થંકરોની વાર્તાઓ વડે બોધ પામ્યો.

પૂર્વે પૃથ્વી ઉપર ઘણા રાક્ષસો હતા.

દુર્જનની જીભમાં અમૃત છે પણ હૃદયમાં વિષ છે.

મે બહેનોને ઘણુ ધન આપ્યુ

કૃષ્ણની સ્ત્રી રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન છે

સાસૂ વહુઓ ઉપર કોપ કરે છે

ચોમાસામાં મુનીઓ એકજ વસતીમાં રહે છે.

રાત્રિમાં સ્ત્રીઓ ચન્દ્રના પ્રકાશમાં નાચે છે

પ્રભુની સેવા વડે અને કૃપાથી કલ્યાણ થાય છે.

સાધુઓ પ્રાણાન્તે પણ અસત્ય બોલતા નથી.

બાળક શયનમાં લોટે છે

સ્ત્રી, લતા અને પંડિતો આશ્રય વિના શોભતા નથી

---

# पाठ १७ मो

## ભવિષ્યકાળ.

પ્રત્યય

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | स्सं, स्सामि<br>हामि, हिमि | स्सामो, हामो, हिमो,<br>स्सामु हामु, हिमु,<br>स्साम हाम हिम,<br>हिस्सा, हित्था |
| बी० पु० | हिसि, हिसे | हित्था, हिह |
| त्री० पु० | हिइ, हिए | हिन्ति, हिरे |

આર્ષ પ્રાકૃતમાં બીજા અને ત્રીજાપુરુષમા નીચે આપેલા પ્રત્યયોનો પણ પ્રયોગ કરી શકાય છે

| | एकव० | बहुव० |
|---|---|---|
| बी० पु० | स्ससि, स्ससे. | स्सह. |
| त्री० पु० | स्सइ, स्सए. | स्सन्ति, स्सन्ते. |

આ પ્રત્યયો લગાડતા પૂર્વના 'अ'નો 'इ' અથવા 'ए' થાય છે.

हस् ધાતુઓના રૂપો.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | हसिस्सं, हसेस्सं, हसिस्सामि, हसेस्सामि, हसिहामि, हसेहामि, हसिहिमि, हसेहिमि. | हसिस्सामो, हसिहामो, हसिहिमो, हसिस्सामु, हसिहामु, हसिहिमु, हसिस्साम, हसिहाम, हसिहिम, हसिहिस्सा, हसिहित्था हसेस्सामो, हसेहामो. हसेहिमो, हसेस्सामु, हसेहामु, हसेहिमु, हसेस्साम, हसेहाम, हसेहिम, हसेहिस्सा, हसेहित्था. |
| बी० पु० | हसिहिसि. हसिहिसे, हसेहिसि, हसेहिसे, हसिस्ससि, हसिस्ससे, हसेस्ससि, हसेस्ससे. | हसिहित्था, हसिहिह हसेहित्था, हसेहिह, हसिस्सह, हसेस्सह |
| त्री० पु० | हसिहिइ, हसिहिए हसेहिइ. हसेहिए हसिस्सइ हसिस्सए, हसेस्सइ, हसेस्सए. | हसिहिन्ति. हसिहिन्ते, हसिहिरे हसेहिन्ति, हसेहिन्ते हसेहिरे, हसिस्सन्ति, हसिस्सन्ते, हसेस्सन्ति हसेस्सन्ते. |

ज्ज, ज्जा આવે ત્યારે

સર્વવ૦ } हसेज्ज, हसेज्जा,
સર્વપુ૦ } हसिज्ज, हसिज्जा,

ने ધાતુના રૂપો.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | नेस्सं, नेस्सामि नेहामि, नेहिमि. | नेस्सामो नेहामो, नेहिमो, नेस्सामु, नेहामु, नेहिमु, नेस्साम, नेहाम, नेहिम, नेहिस्सा, नेहित्था. |
| बी० पु० | नेहिसि, नेहिसे, नेस्ससि, नेस्ससे | नेहित्था, नेहिह, नेस्सह |
| त्री० पु० | नेहिइ, नेहिए, नेस्सइ, नेस्सए | नेहिन्ति, नेहिन्ते, नेहिरे, नेस्सन्ति, नेस्सन्ते. |

પ્રત્યયોની પૂર્વે 'अ' આગળ આવે ત્યારે

नेअ અંગના રૂપો.

प० पु० ए० नेइस्सं, नेइस्सामि, नेइहामि, नेइहिमि, नेएस्सं, नेएस्सामि, नेएहामि, नेएहिमि

આ પ્રમાણે સર્વપુરૂપ અને સર્વવચનમા રૂપાખ્યાનો કરી લેવા.

પ્રત્યયોની પૂર્વે અને સ્થાને ज्ज, ज्जा આવે ત્યારે

नेज्ज-नेज्जा ના રૂપો.

प० पु० ए० नेज्जस्सं, नेज्जस्सामि, नेज्जहामि, नेज्जाहामि, नेज्जहिमि नेज्जाहिमि, नेज्ज, नेज्जा વગેરે રૂપો થાય છે

नेएज्ज-नेएज्जा અંગના રૂપો.

प० पु० य० नेपज्जस्सं, नेपज्जस्सामि, नेपज्जहामि, नेपज्जाहामि, नेपज्जहिमि, नेपज्जाहिमि, नेपज्ज, नेपज्जा वगेरे રૂપો થાય છે

कर्–આ ધાતુનો ભવિષ્યકાળમાં का આદેશ વિકલ્પે થાય છે का આદેશ થાય ત્યારે પ્રથમ પુરૂષના એકવચનમાં काहं એવુ રૂપ વિકલ્પે થાય છે, તેજ પ્રમાણે दा ધાતુનું પણ दाहं એવુ રૂપ વિકલ્પે થાય છે

का (कृ)

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | काहं, कास्सं कास्सामि. काहामि, काहिमि. | कास्सामो–मु–म, काहामो–मु–म, काहिमो–मु–म, काहिस्सा, काहित्था |
| बी० पु० | काहिसि–से | काहित्था, काहिह |
| त्री० पु० | काहिइ–ए, काही. | काहिन्ति–न्ते, काहिरे. |

कर् (कृ)

| | | |
|---|---|---|
| प० पु० | करिस्सं, करिस्सामि, करेस्सं, करेस्सामि. | करिहामि, करिहिमि, करेहामि, करेहिमि, વગેરે રૂપો 'हस्' ની જાણવા. |

दा.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | दाहं, दास्सं, दास्सामि, दाहामि, दाहिमि. | दास्सामो–मु–म, दाहामो–मु–म, दाहिमो–मु–म, दाहिस्सा, दाहित्था |
| बी० पु० | दाहिसि–से, दास्ससि–से.. | दाहित्था, दाहिह, दास्सह |

| | एकव० | बहुव० |
|---|---|---|
| त्री० पु० | दाहिइ-ए, दाही, | दाहिन्ति-न्ते-दाहिरे |
| | दास्सइ-ए | दास्सन्ति-न्ते |

प० पु० એકવચનમાં 'हिस्सं' પ્રત્યય પણ લાગે છે.

हसिहिस्सं, नेहिस्सं, करिहिस्सं, होहिस्सं.

भविष्यकाल—આવતો કાળ એટલે જે ક્રિયા થવાની છે તે દેખાડે છે જેમકે—

रामो गामं गमिहइ=રામ ગામમાં જશે.
अज्ज नयरं गच्छिस्सं=આજે હું નગરમાં જઈશ

## (સ્ત્રીલિંગ) શબ્દો.

अच्चणा (अर्चना) પૂજા.
अच्चा (अर्चा) પૂજા, સત્કાર
अवण्णा (अवज्ञा) અપમાન, તિરસ્કાર
कन्ना (कन्या) કન્યા.
खमा (क्षमा) ક્રોધનો અભાવ, શાન્તિ, માફી.
खंति (क्षान्ति) ક્રોધનો અભાવ, શાન્તિ, ક્ષમા
गरिहा (गर्हा) પાપની નીંદા કરવી તે.
चवेडा-ला } चमेडा-ला } (चपेटा) થાપડ, તમાચો
चिंता (चिन्ता) ચિન્તા, વિચાર.
जीवदया (सम) જીવોની દયા.
जीवहिंसा (सम) જીવ વધ, જીવનો નાશ કરવો તે.
दिक्खा (दिक्षा) દિક્ષા, પ્રવજ્યા, સંન્યાસ.
देसविरइ (देशविरति) દેશથી પાપોનો ત્યાગ.
धेणु (धेनु) ગાય.
नई (नदी) નદી.
नावा (नौ) નૌકા, વહાણ
निंदा (सम) નિંદા.
पया (प्रजा) પ્રજા, સંતતિ.
पाढसाला (पाठशाला) પાઠશાળા.
पीइ (प्रीति) પ્રેમ.
पूण्णिमा (पूर्णिमा) પૂનમ, પૂર્ણિમા.

**बोहि** (बोधि) શુદ્ધ ધર્મની પ્રાપ્તિ.
**भत्ति** (भक्ति) ભક્તિ, સેવા, ચાકરી.
**मइ** (मति) બુદ્ધિ.
**मक्खिआ** } **मच्छिआ** } (मक्षिका) માંખી.
**माला** (माला) માળા.
**माया** (सम) માયા, કપટ, છળ.
**रत्ति** } **राइ** } (रात्रि) રાત્રી.
**रिउ** } **उउ** } (ऋतु) વસંતાદિ ઋતુ.
**वणिआ** } **विलया** } (वनिता) સ્ત્રી.
**वीणा** (सम) વીણા, તે નામનુ વાદ્ય.
**सलाहा** (श्लाघा) વખાણ, પ્રશંસા.
**संकला** (शृङ्खला) સાંકળ, બેડી.
**समिद्धि** } **सामिद्धि** } (समृद्धि) આબાદિ, ચઢતી.
**सव्वविरइ** (सर्वविरति) સર્વ પાપવ્યાપારનો ત્યાગ
**साहा** (शाखा) ઝાડની શાખા, ડાળી.

---

**आगमत्थ** पु. न. (आगमार्थ) સૂત્રાર્થ, આગમનો અર્થ.
**आलाव** पु. (आलाप) સૂત્રનો આલાવો.
**आसण** न (आसन) બેસવાની વસ્તુ.
**उग्ग** वि (उग्र) તીવ્ર, પ્રબળ.
**उज्जंत** पु. (उज्जयन्त) ગિરનાર પર્વત.
**कलि** पु. (सम) કળિયુગ, કલહ, ઝઘડો.
**कुडुंबि** वि. (कुटुम्बिन्) કુટુંબવાળો, ગૃહસ્થ.
**गाण** न. (गान) ગાવુ, ગીત.
**गोवाल** पु. (गोपाल) ગોવાળ
**गीयत्थ** } **गीयट्ठ** } पु. (गीतार्थ) સાધુની સમાચારી જાણનાર સાધુ.
**चच्चर** न. (चत्वर) ચૌટું, બજાર.
**चाइ** वि. (त्यागिन्) દાની.
**जडिल** पु. (जटिल) તાપસ, જટાધારી.
**तावस** पु. (तापस) તાપસ, યોગી.

थिर वि. (स्थिर) નિશ્ચલ, સ્થિર,
दव्व } न. (द्रव्य) દ્રવ્ય, ધન,
दविअ } સંપત્તિ
दुहि वि. (दुःखिन्) દુઃખી
धणि वि. (धनिन्) ધનવાળો.
पविट्ठ वि. (प्रविष्ट) પ્રવેશ કરેલુ
पारद्धि पु (पापर्धि) પારધી, શીકારી
भय न (भय) ભય, ભીતિ, ત્રાસ.
भिच्च पु (भृत्य) નોકર, કર્મકર.
मक्कड पु (मर्कट) માંકડુ.
मोग्गर[७४] पु (मुद्गर) મોગર.
वाणिज्ज न (वाणिज्य) વેપાર, વ્યાપાર.
वावारि वि. (व्यापारिन्) વ્યાપારી
वियाररहिअ वि (विकाररहित) વિકાર રહિત.
लोद्धअ वि (लुब्धक) લોભી, લમ્પટ, પુ. શીકારી.
लोह पु. (लोभ) લોભ, તૃષ્ણા
सत्थ पु. (सार्थ) સાર્થ, મુસાફરોનો સમુદાય
समय पु (समय) કાળ, વખત, અવસર
सग्ग पु न (स्वर्ग) દેવોનુ સ્થાન, દેવલોક
समोसरण } (समवसरण) સમવસરણ.
समवसरण }
साण पु (श्वन्) કુતરો.
सिरिवद्धमाण पु (श्रीवर्धमान) ચોવીશમા જીનેશ્વર, શ્રીમહાવીર.
सर पु. न. (सरस्) સરોવર.
सरोअ न. (सरोज) કમળ.
सुहि वि (सुखिन्) સુખવાળો.
सुमिणतुल्ल वि. (स्वप्नतुल्य) સ્વપ્ન સમાન.

---

૭૪ સંયુક્ત વ્યંજનની પૂર્વે 'उ' નો ओ થાય અને इ નો ए વિકલ્પે થાય છે

| | |
|---|---|
| पोक्खर (पुष्करम्) | वेण्हू विण्हू (विष्णु) |
| पोत्थओ (पुस्तक) | धम्मेल्ल, धम्मिल्ल (धम्मिलम्) |
| मोण्डं (मुण्डम्) | पेण्डं, पिण्डं (पिण्डम्) |

કોઈ સ્થાને 'ए' થતો પણ નથી. चिंता (चिन्ता)

### अव्यय.

अदुव, अदुवा, अदु } (अथवा) वा, કે અથવા.

णु, नु } (नु) वितर्क, प्रश्न, हेतु, पश्चाताप.

कए, कएण-णं } (कृते) माटे, निमित्त, लीधे.

तो (तदा) त्यारे, ते वખते.

पए (प्रगे) प्रभातमां.

पुरओ (पुरतस्) આગળ.

### धातुओ

गल् (गल्) ગળી જવું, સડવુ, નાશ પામવુ, સમાપ્ત થઈ જવું, ઝરવું.

णिमज्ज्, णुमज्ज् } (निमस्ज्) ડુબવું.

दुह् (दुह्) દોહવુ.

मन्न (मन–मन्य) માનવુ, વિચારવુ.

मग्ग् (मार्गय्) શોધવુ, માંગવું.

बुक्क्, भस् } (भष्) શ્વાનનું ભુંકવું, ભસવુ.

लिह् (लिह्) ચાટવુ.

### प्राकृत वाक्यो

अज्ज साहवो नयराओ विहरिस्सन्ति।

गोवाला पए धेणूओ दोहिहिन्ति।

अहं सीसाणमुवएसं करिस्सं।

मक्खिआ महुं लेहिस्सइ।

पारद्धिणो अरण्णे वच्चिहिन्ते, तहिं च वीणाए झुणिणा हरिणीओ वसीकरिस्सन्ते, पच्छा य ताओ हिंसिहिरे।

तुं रण्णे जाज्जाहिसे, तया सिंघो चवेडाए पहरेहिए।

लोद्धओ मोग्गरेण जणे हणीअ।

तुम्हे गुरू भत्तीए सेवेह, ताणं किवाए कल्लाणं भविस्सइ।

कन्नाओ अज्ज पहुणो पुरओ नच्चिस्सन्ति, गाणं च काहिन्ति।

उज्जाणे अज्ज जाइस्सामो, तत्थ य सरंसि जायाइं सरोयाणि जिणिंदाणं अच्चणाए गिण्हिहिस्सा।

अज्ज अहं तत्ताणं चिंताए

रत्तिं नेस्सं ।
तं कज्जं काहिसि तो दव्वं दाहं ।
कलिम्मि नरिंदा धम्मेण पयं न पालिहिरे ।
जइ सो दुज्जणो होही, तया परस्स निंदाए तूसेहिइ ।
पुत्ताणं सलाहं न काहं ।
तीए मालाए सप्पो अत्थि, जइ मालं फासिहिसि तया सो डहिस्सइ ।
कल्ले पुण्णिमाए मयंको अईव विराइहिइ ।
विज्जत्थिणो अज्झयणाय पाठसालं जाज्जाहिरे ।
अहुणा अम्हे पवयणस्स आलावे गणिहित्था ।
अम्हे वाणिज्जेण धणिणो होइहिमो, तुम्हे नाणेण पंडिआ होस्सह ।
धम्मेण नरा सग्गं सिवं वा लहिस्सन्ति ।
अज्ज समोसरणे सिरिवद्धमाणो जिणिंदो देसणं काही, -
तत्थ य बहुणो भव्वा बोहिं अदुव देसविरइं अदुवा सव्वविरइं च गिण्हेहिरे ।
जइ तुम्हे सुत्ताणि भणेज्जा तया गीयट्ठा होज्जाहित्था ।
कल्लम्मि धम्मं काहामित्ति सुविणतुल्लमि जियलोए को णु मन्नेइ ।
जिणधम्माओ अन्नह सम्मं जीवदयं न पासेस्सह ।
कलिम्मि पविट्ठे मुणीणं आगमत्था गलिहिन्ति ।
आयरिआ वि सीसाणं सम्मं सुअं न दाहिंति ॥
नरवइणो कुंडुंविणा सह जुज्झिस्सन्ति ।
जे जिणपडिमं, सिद्धालयं वा पूइस्सन्ति ताण घरं थिरं होही ।
नवि अत्थि नवि होही,
पाएण तिहुवणम्मि सो जीवो ।
जो जुव्वणमणुपत्तो,
वियाररहिओ सया होइ ॥ १॥

---

- એક પદમા પણ કોઈ વખત સંધિ થાય છે, જેમકે—

काहिइ–काही, होहिइ–होही, दाहिइ–दाही.

## ગુજરાતિ વાક્યો.

તુ પાપોની નિંદા કરીશ તો સુખી થઇશ.

અમે નાવમાં બેસીશુ અને સરોવરમાં ક્રીડા કરીશું.

અમો સ્વામિને માટે માળા ગુથીશુ.

તે લોભી છે માટે બ્રાહ્મણોને ધન આપશે નહિ

સ્વપ્નમાં ચન્દ્રે મુખમા પ્રવેશ કર્યો તેથી તુ રાજ્ય પામીશ.

બોધિને માટે અમે જીનેશ્વરના ચરિત્ર સાંભળીશુ.

ગિરનારમા ઘણી વનસ્પતીઓ છે જ્યારે હુ ત્યાં જઇશ ત્યારે જોઇશ

તે ત્યાગી છે માટે ગરીબોને દાન આપશે.

તે તાપસ છે માટે ફળોનો આહાર કરશે.

તુ ક્ષમા ધારણ કરીશ તો દુર્જન શુ કરશે?

વસંત ઋતુમાં નગરના લોકો ઉદ્યાનમાં ફરવા જશે, તે વખતે તે કન્યા સખીઓ સાથે જરૂર આવશે.

વનમાં તાપસ ઉગ્ર તપ કરે છે, અને તપના પ્રભાવથી ઇન્દ્રની રિદ્ધી મેળવશે.

તુ વડીલોની સેવા કરીશ તો સુખી થઇશ.

તમો સાર્થની સાથે વિહાર કરશો તો જંગલમાં ભય થશે નહિ.

હુ સસારના દુખોથી બીહુ છુ, માટે દીક્ષા ગ્રહણ કરીશ.

તુ જીવ હિંસા ન કર, નહીતર દુખી થઇશ.

ક્રોધ પ્રીતિને હણે છે, અને માયા મિત્રોને હણે છે, અને માન વિનયનો નાશ કરે છે, અને લોભ સર્વ ગુણોનો નાશ કરે છે માટે તેઓનો ત્યાગ કરીશુ.

ચોરો દક્ષિણદિશામાં ગયા છે, પણ તેની જરૂર તપાસ કરીશ.

તુ સરોવરમાં જઇશ તો જરૂર ડુબીશ.

તે કુતરો ભસશે, પણ કરડશે નહી.

જીવદયા સમાન ધર્મ નથી, અને જીવહિંસા સમાન અધર્મ નથી.

# पाठ १८ मो

## ચાલુ ભવિષ્યકાળ અને ક્રિયાતિપત્ત્યર્થ.

### 'सोच्छ' વિગેરે ધાતુઓના રૂપાખ્યાનો.

| सं० प्रा० आदेश | सं० प्रा० आदेश |
|---|---|
| श्रु=सोच्छ સાંભળવુ. | मुच्=मोच्छ મુકવુ, છોડવું. |
| गम्=गच्छ જવુ. | वच्=वोच्छ બોલવું. |
| रुद्=रोच्छ રોવુ. | छिद्=छेच्छ છેદવું. |
| विद्=वेच्छ ભણવુ. | भिद्=भेच्छ ભેદવું. |
| दृश्=दच्छ જોવું. | भुज्=भोच्छ ખાવું. |

'सोच्छ' વિગેરે દશ ધાતુઓ ભવિષ્યકાળમાં વપરાય છે. અને તેના રૂપાખ્યાનો કરતી વખતે ભવિષ્યકાળનાં પ્રત્યયમાંના हि નો લોપ વિકલ્પે થાય છે, તેમજ પ્રથમ પુરૂષ એકવચનનુ રૂપ આ ધાતુઓને અન્તે અનુસ્વાર મુકવાથી પણ વિકલ્પે સિદ્ધ થાય છે.

### गच्छ નાં રૂપો

| एकव० | बहुव० |
|---|---|
| प०पु० गच्छं. | गच्छिस्सामो, गच्छिहामो, गच्छिमो, गच्छिहिमो. |
| गच्छिस्सं, गच्छेस्सं. | गच्छिस्सामु, गच्छिहामु, गच्छिमु गच्छिहिमु. |
| गच्छिस्सामि, गच्छेस्सामि, | गच्छिस्साम, गच्छिहाम, गच्छिम, गच्छिहिम. |
| गच्छिहामि, गच्छेहामि | गच्छिहिस्सा, गच्छिहित्था |

| एक व० | बहु व० |
|---|---|
| गच्छिमि, गच्छिहिमि, गच्छेमि, गच्छेहिमि. | ए થાય ત્યારે गच्छेस्सामो વિગેરે રૂપો થાય છે. |
| बी०पु० गच्छिसि, गच्छिहिसि, गच्छिसे, गच्छिहिसे गच्छेसि गच्छेहिसि, गच्छेसे गच्छेहिसे. | गच्छित्था, गच्छिहित्था, गच्छिह, गच्छिहिह, गच्छेत्था गच्छेहित्था, गच्छेह, गच्छेहिह. |
| त्री०पु० गच्छिइ, गच्छिहिइ, गच्छिए, गच्छिहिए, गच्छेइ, गच्छेहिइ, गच्छेए, गच्छेहिए | गच्छिन्ति, गच्छिहिन्ति, गच्छिन्ते, गच्छिहिन्ते, गच्छिरे, गच्छिहिरे, गच्छेन्ति, गच्छेहिन्ति, गच्छेन्ते गच्छेहिन्ते, गच्छेरे गच्छेहिरे. |

ज्ज–ज्जा, પ્રત્યયો આવે ત્યારે થતા રૂપો–

गच्छिज्ज, गच्छिज्जा

| | |
|---|---|
| प०पु० गच्छिज्जिस्सं, गच्छिज्जिस्सामि, गच्छिज्जिहामि, गच्छिज्जिहिमि. | गच्छिज्जिस्सामो–मु–म, गच्छिज्जिहामो–मु–म, गच्छिज्जिहिमो–मु–म, गच्छिज्जिहिस्सा, गच्छिज्जिहित्था |
| बी०पु० गच्छिज्जिहिसि–से. | गच्छिज्जिहित्था, गच्छिज्जिहिह |
| त्री०पु० गच्छिज्जिहिइ–ए. | गच्छिज्जिहिन्ति–न्ते, गच्छिज्जिहिरे. |

સર્વપુ० } સર્વવ० } गच्छिज्ज, गच्छिज्जा.

## ક્રિયાતિપત્ત્યર્થ.

પ્રત્યય.

| | |
|---|---|
| સર્વવચન } સર્વપુરૂષ } | ज्ज, ज्जा, न्तो, - माणो. |

हस्.

| | |
|---|---|
| સર્વવ૰ } સર્વપુ૰ } | हसेज्ज, हसेज्जा, हसन्तो, हसमाणो |

हो.

| | |
|---|---|
| સર્વવ૰ } સર્વપુ૰ } | होज्ज, होज्जा, होन्तो, होमाणो. |

होअ.

| | |
|---|---|
| સર્વવ૰ } સર્વપુ૰ } | होएज्ज, होएज्जा होअन्तो, होअमाणो. |

આર્ષમાં न्ते, અને माणे પ્રત્યય પણ લાગે છે, જેમકે—

हसन्ते, हसमाणे, होन्ते, हामाणे.

क्रियातिपत्त्यर्थ—આ ભૂતકાળ અને ભવિષ્યકાળ એમ બે કાળ દેખાડે છે, જ્યારે ભૂતકાળ દેખાડે છે ત્યારે ક્રિયા નથી બની તેવો ભાવ બતાવે છે. જેમકે—

जइ सो विज्जं भणन्तो तया दुहिओ न होन्तो। (જો તે વિદ્યાને ભણ્યો હોત તો દુખી થાત નહી. અથવા તે વિદ્યાને ભણશે તો દુખી થશે નહી.

### ऋકારાન્ત નામ.

પ્રાકૃતમાં 'ऋ'સ્વરનો પ્રયોગ થતો નથી તેથી ऋકારાન્ત જે શબ્દો છે તેમાં અમુક ફેરફાર થઇ નીચે પ્રમાણે રૂપો થાય છે.

---

- કોઇ ઠેકાણે न्त–माण પ્રત્યય પણ આવે છે, તેથી हसन्त, हसमाण, होन्त, होमाण પણ રૂપો થાય છે.

१ સંસ્કૃતમાં જે શબ્દો ऋકારાન્ત છે, તેમાં જે શબ્દો સબંધ વાચી છે તેના અન્ત્ય 'ऋ'નો 'अर्' થાય છે, અને જે શબ્દો વિશેષણ છે તેના અન્ત્ય 'ऋ'નો 'आर' થાય છે, પછી અન્ત્ય અકારાન્ત હોવાથી તેના રૂપો પુલિંગ અને નપુસકલિંગમા અકારાન્ત પુલિંગ અને અકારાન્ત નપુસકલિંગ જેવા થાય છે. જેમકે—

સબન્ધવાચી નામ—पिअर (पितृ) जामायर (जामातृ)

વિશેષણ નામ—कत्तार (कर्तृ) दायार (दातृ)

૨ પ્રથમા અને દ્વિતીયાના એકવચન સિવાય સર્વ વિભક્તિમા ऋકારાન્ત શબ્દના અન્ત્ય 'ऋ'નો 'उ' પણ થાય છે. જેમ पिउ (पितृ) कत्तु (कर्तृ) दाउ (दातृ), અન્ત્ય અગ उकारान्त હોવાથી તેના રૂપો उકારાન્ત પુલિંગ અને નપુસકલિંગ જેવા થાય છે. તેથી पिअर, पिउ (पितृ) कत्तार, कत्तु (कर्तृ) दायार, दाउ (दातृ) ઇત્યાદિ શબ્દ ગણી રૂપો કરવા.

૩ પુલિંગમાં પ્રથમાનુ એકવચન 'ऋ'નો 'आ' કરવાથી પણ વિકલ્પે થાય છે. જેમકે—पिआ (पिता) कत्ता (कर्ता) दाया (दाता)

૪ સબન્ધવાચી ऋकारान्त શબ્દોનું સબોધન એકવચનનુ રૂપ અન્ત્ય 'ऋ'નો 'अ'ને 'अरं' કરવાથી, અને વિશેષણવાચક ऋકારાન્ત શબ્દોનો 'ऋ'નો 'अ' કરવાથી વિકલ્પે થાય છે; જેમકે—हे पिअ ? हे पिअरं ? (पितृ)

हे कत्त ? (कर्तृ)

हे दाय ? (दातृ)

### પુલ્લિંગ તથા વિશેષણ શબ્દો.

कत्तार, कत्तु } વિ. (कर्तृ) કરનાર

जामाअर, जामाउ } पु (जामातृ) જમાઈ, જમાતા.

दायार } वि. (दातृ) દેનાર, દાતા.
दाउ }

पिअर } पु (पितृ) પિતા, બાપ.
पिउ }

भायर } पु. (भ्रातृ) ભાઈ, ભ્રાતા
भाउ }

भत्तार } वि (भर्तृ) સ્વામી, ભરનાર, ભરણ પોષણ કરનાર
भत्तु }

ઋકારાન્ત પુલ્લિંગ

पिअर, पिउ, (पितृ) શબ્દ.

| एकव० | बहुव० |
|---|---|
| प० पिआ, पिअरो | पिअरा, पिअवो, पिअओ, पिअउ पिऊ, पिउणो. |
| बी० पिअरं | पिअरे, पिअरा, पिऊ, पिउणो. |
| त० पिअरेण-णं, पिउणा | पिअरेहि-हिँ-हिं, पिऊहि-हिँ-हिं. |
| च-छ०* पिअरस्स पिउणो, पिउस्स. | पिअराण-ण, पिऊण-णं. |
| प०-पिअरत्तो, पिअराओ, पिअराउ, पिअराहि, पिअराहिन्तो, पिअरा, पिउणो, पिउत्तो, पिऊओ, पिऊउ, पिऊहिन्तो. | पिअरत्तो, पिअराओ, पिअराउ, पिअराहि, पिअरेहि, पिअराहिन्तो, पिअरेहिन्तो, पिअरासुन्तो, पिअरेसुन्तो, पिउत्तो, पिऊओ, पिऊउ, पिऊहिन्तो, पिऊसुन्तो. |

* આર્ષમાં છઠી વિભક્તિના એક વચનમાં 'ए' પ્રત્યય પણ લાગે છે. જેમ पिउए, भाउए, ઈત્યાદિ.

| | एकव० | बहुव० |
|---|---|---|
| स० | पिअरे, पिअरम्मि, पिअरंसि, पिउम्मि, पिउंसि. | पिअरेसु-सुं, पिऊसु-सुं. |
| सं० | हे पिअ, पिअरं, पिअर, पिअरो | पिअरा, पिअवो, पिअओ, पिअउ, पिऊ, पिउणो |

कत्तार-कत्तु (कर्तृ) १७६.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | कत्ता, कत्तारो. | कत्तारा, कत्तवो, कत्तओ, कत्तउ, कत्तू, कत्तुणो. |
| बी० | कत्तारं. | कत्तारे, कत्तारा, कत्तू, कत्तुणो. |
| त० | कत्तारेण-णं, कत्तुणा | कत्तारेहि-हिँ-हिं, कत्तूहि-हिँ-हिं. |
| च०, छ० | कत्तारस्स, कत्तुणो, कत्तुस्स. | कत्ताराण-णं, कत्तूण-णं. |
| पं० | कत्तारत्तो, कत्ताराओ, कत्ताराउ, कत्ताराहि, कत्ताराहिन्तो, कत्तारा, कत्तुणो, कत्तुत्तो कत्तूओ, कत्तूउ, कत्तूहिन्तो | कत्तारत्तो, कत्ताराओ, कत्ताराउ, कत्ताराहि, कत्तारेहि, कत्ताराहिन्तो, कत्तारेहिन्तो, कत्तारासुन्तो, कत्तारेसुन्तो, कत्तुत्तो, कत्तूओ, कत्तूउ, कत्तूहिन्तो, कत्तूसुन्तो |
| स० | कत्तारे, कत्तारम्मि, कत्तारंसि, कत्तुम्मि, कत्तुंसि. | कत्तारेसु-सुं, कत्तुसु-सुं |
| सं० | हे कत्त, कत्तार, कत्तारो. | कत्तारा, कत्तवो, कत्तओ, कत्तउ, कत्तू, कत्तुणो. |

कत्तार-कत्तु ऋकारान्त नपुंसकलिंग शब्द.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० } बी० } | कतारं. | कत्ताराइं, कत्ताराइँ, कत्ताराणि, कत्तूइं, कत्तूइँ, कत्तूणि |
| सं० | हे कत्त, कत्तार. | कत्ताराइं, कत्ताराइँ, कत्ताराणि, कत्तूइं, कत्तूइँ, कत्तूणि |

બાકીનાં રૂપ પુલ્લિંગ પ્રમાણે.

दायार, दाउ (दातृ) શબ્દ.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० } बी० } | दायारं | दायाराइं, दायाराइँ, दायाराणि, दाऊइं, दाऊइँ, दाऊणि |
| सं० | हे दाय दायार. | दायाराइं, दायाराइँ, दायाराणि, दाऊइं, दाऊइँ, दाऊणि |

બાકીનાં રૂપ કત્તાર, કત્તુ પ્રમાણે.

१ ऋकारान्त સ્ત્રીલિંગમાં સંબન્ધવાચી શબ્દો આવે છે ને શબ્દોના રૂપો નીચે પ્રમાણે ફેરફાર થઈ પ્રાકૃતમાં રૂપો થાય છે

दुहिआ }
धूआ } (दुहितृ) દીકરી, પુત્રી.
धीआ }

नणंदा (ननान्दृ) નણંદ

पिउसिआ } (पितृष्वसृ) ફોઈ, બાપની બ્હેન
पिउच्छा }

माउसिआ } (मातृष्वसृ) માસી, માની બેન.
माउच्छा }

*माअरा
माआ } (मातृ) માતા, મા.
माउ

ससा
सुसा } (स्वसृ) બ્હેન.

२ આ શબ્દોના રૂપો આકારાન્ત હોવાથી આકારાન્ત સ્ત્રીલિંગ નામોનાં જેવાંજ થાય છે, અને 'माउ' શબ્દના રૂપો ઉકારાન્ત સ્ત્રીલિંગ નામ જેવાં થાય છે, પણ પ્રથમા અને દ્વિતીયાના એકવચનમાં 'माउ' શબ્દનો પ્રયોગ થતો નથી.

૩ આ સ્ત્રીલિંગ શબ્દો મૂળથી આકારાન્ત નહી હોવાથી સંબોધન એકવચનમા हे माअ, माअर, हे सस એ પ્રમાણે થાય છે

माआ-माअरा-माउ શબ્દના રૂપો.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० | माआ. माअरा | माआओ, माआउ, माआ. माअराओ, माअराउ, माअरा, |
| बो० | माअं, माअरं | माऊओ, माऊउ माऊ. |
| त० | माआअ, माआइ, माआए, माअराअ, माअराइ, माअराए, | माआहि-हिँ-हिं. माअराहि-हिँ-हिं. |
| | माऊअ माऊआ, माऊइ, माऊए. | माऊहि-हिँ-हिं. |

. मातृ શબ્દનો કોઇ સ્થળે 'माइ' એવો શબ્દ સિદ્ધ થઇ હ્રસ્વ ઇકારાન્ત સ્ત્રીલિંગ જેવા પણ રૂપો થાય છે જેમકે—

प० व० } माईओ, माईउ, माई. छ० व० माईणं, माईण, ઇત્યાદિ.
बी० व० }

| | एकव० | बहुव० |
|---|---|---|
| च–छ० | माआअ, माआइ, माआए, | माआण–णं, |
| | माअराअ, माअराइ, माअराए, | माअराण–णं, |
| | माऊअ, माऊआ, माऊइ, माऊए. | माऊण–णं, |
| प० | माआअ, माआइ, माआए, माअत्तो, माआओ–उ–हिन्तो, माअराअ, माअराइ, माअराए, | माअत्तो, माआओ–उ–हिन्तो–सुन्तो, |
| | माअरत्तो, माअराओ–उ–हिन्तो, | माअरत्तो,माअराओ–उ–हिन्तो–सुन्तो |
| | माऊअ, माऊआ, माऊइ, माऊए, माउत्तो माऊओ–उ–हिन्तो. | माउत्तो, माऊओ–उ–हिन्तो–सुन्तो. |
| स० | माआअ. माआइ, माआए, | माआसु–सुं |
| | माअराअ, माअराइ, माअराए | माअरासु–सुं, |
| | माऊअ, माऊआ, माऊइ, माऊए. | माऊसु–सुं |
| सं० | हे माआ, हे माअरा. | माआओ, माआउ, माआ, माअराओ, माअराउ, माअरा, माऊओ, माऊउ, माऊ |

ससा (स्वसृ) શબ્દના રૂપો.

| | | |
|---|---|---|
| प० | ससा. | ससाओ, ससाउ, ससा. |
| बी० | ससं. | ससाओ, ससाउ, ससा. |

| | एकव० | बहुव० |
|---|---|---|
| त० | ससाअ, ससाइ, ससाए | ससाहि-हिँ-हि |
| च-छ० | ससाअ, ससाइ, ससाए | ससाण-णं |
| पं० | ससाअ, ससाइ, ससाए. ससत्तो-ससाओ, ससाउ, ससाहिन्तो | ससत्तो, ससाओ, ससाउ, ससाहिन्तो, ससासुन्तो. |
| स० | ससाअ, ससाइ, ससाए. | ससासु-सुं. |
| सं० | हे ससा | ससाओ, ससाउ, ससा. |

શબ્દો.

अक्क पु. (अर्क) સૂર્ય.

अग्ग न. (अग्र) આગળ, શિખર.

असोगचन्द पु. (अशोकचन्द्र) શ્રેણિકના પુત્રનું નામ, બીજું નામ કોણિક.

अहिमन्नु, अहिमञ्जु, अहिमज्जु पु. (अभिमन्यु) નામ છે, અર્જુનનો પુત્ર.

आयारंग न (आचाराङ्ग) આચારાંગ સૂત્ર, બાર અંગોમાં પહેલું અંગ.

आसम पु. (आश्रम) આશ્રમ, તાપસનું સ્થાન.

एरिस वि. (ईदृश) એવું, એવી રીતનું.

कउरव पु. (कौरव) કુરુરાજાના વંશજ, કૌરવો.

कत्तार, कत्तु वि. (कर्तृ) કરનાર.

चीवन्दण न. (चैत्यवन्दन) ચૈત્યવંદન.

जत्ता स्त्री (यात्रा) યાત્રા, તીર્થયાત્રા.

चोज्ज न. (चोद्य) આશ્ચર્ય, પ્રશ્ન.

जाया स्त्री (सम) સ્ત્રી.

जामायर, जामाउ पु (जामातृ) જમાઇ.

जीवाइ पु. (जीवादि) જીવ-અજીવ આદિ નવતત્વો.

णायार, णाउ वि. (ज्ञातृ) જાણનાર.

णेय वि. (ज्ञेय) જાણવા લાયક

तत्तवत्ता स्त्री. (तत्ववार्ता) તત્વોની વાત.

तिसला स्त्री. (त्रिशला) प्रभु महावीरनी माता.

तत्तनाण न (तत्त्वज्ञान) जीवादि तत्वोनुं ज्ञान

थोक
थोव } वि (स्तोक) अल्प थोडुं
थेव

दायार } वि. (दातृ) दातार,
दाउ } आपनार

दुहिआ
घूआ } स्त्री. (दुहितृ) दीकरी,
धीआ } पुत्री.

देवाणंदा स्त्री. (सम) नाम, महावीर प्रभुनी माता.

नणंदा स्त्री. (ननान्द्) नणंद

निप्फल वि (निष्फल) निरर्थक, फळ रहित

नेमित्तिअ वि. (नैमित्तिक) निमित्तशास्त्र जाणनार.

परिमाण न (सम) मान, माप.

पडिवया } स्त्री. (प्रतिपद्) एकम
पाडिवया } तिथि, पडवो

परप्पर
परोप्पर } वि. (परस्पर) एक बीजाओने, अन्योन्य
परुप्पर

परदार न. पु. (सम) परस्त्री

पहिअ पु. (पान्थ-पथिक) मुसाफर.

पिअर } पुं. (पितृ) पिता
पिउ }

पिउसिआ } स्त्री. (पितृष्वसृ) फोई
पिउच्छा }

पिवासा स्त्री (पिपासा) तृषा, तरस.

बंधण न (बंधन) बेडी, अटकाव. बांधवुं.

भट्ट वि (भ्रष्ट) भ्रष्ट. पतित.

भमंत वि (भ्रमत्) भमतो.

भत्तार } वि. (भर्तृ) स्वामि पति,
भत्तु } पोषण करनार.

भाल न. (सम) ललाट.

भायर } पु. (भ्रातृ) भाई, बंधु.
भाउ }

भूयहिअ न. (भूतहित) जीवोनो उपकार.

माआ
माअरा } स्त्री. (मातृ) मासी,
माउ } माता, मा.
माइ

माहप्प पु न (माहात्म्य) महिमा, मोटाई, प्रभाव.

माउसिआ } स्त्री (मातृष्वसृ)
माउच्छा } मासी.

मीसिअ वि (मिश्रित) मिश्रण करेलुं. भळेलुं.

रअ वि. (रत) आसक्त

ललाड } न. (ललाट) भाल,
णडाल } ललाट, कपाळ.

**लक्खण** न. (लक्षण) લક્ષણ

**लक्खण** पु (लक्ष्मण) રામનો ભાઈ લક્ષ્મણ.

**लेह** पु. (लेख) લેખ, લખાણ.

**वत्तार, वत्तु** वि. (वक्तृ) વક્તા, બોલનાર.

**वासुदेव** वि. (वासुदेव) વાસુદેવ.

**धायार, धाउ** वि. (धातृ) ધારણ કરનાર, વિધાતા, પાલનાર, બ્રહ્મા.

**विवत्ति** स्त्री. (विपत्ति) દુખ.

**वीयराग** वि. (वीतराग) રાગ રહિત.

**विरूव** वि. (विरूप) કદરૂપ, કુરૂપ

**सत, सय** पु. न. (शत) સોની–સખ્યા.

**सकम्म** पु न (स्वकर्म) પોતાનુ કર્મ.

**सगास** न. (सकाश) સમીપ, પાસે.

**सेत्तुंजी, सित्तुंजी** स्त्री. (शत्रुञ्जयी) નદીનુ નામ છે.

**सरण** न. (शरण) શરણુ, આશ્રય.

**सयसहस्स** पु न. (शतसहस्र) લાખ—સો વાર હજાર.

**सच्चवअ** पु. (सत्यवद) સત્ય બોલનાર, સત્યવાદી.

**सरोरूह** न. (सम) કમળ

**सुसा** स्त्री. (स्वसृ) બહેન.

**सिद्धत्थ** पु. (सिद्धार्थ) સિદ્ધાર્થ રાજા, ભગવાન મહાવીરના પિતાનુ નામ.

**सोहा** स्त्री. (शोभा) શોભા, દીપ્તિ.

**सीस** पु न (शीर्ष) મસ્તક, માથુ.

**हरय, द्रह** पु. (ह्रद) ઝરો, તળાવ, મોટુ સરોવર.

## अव्यय.

**अन्त–अंतो** (अन्तर) અદર, વચમાં

**अम्मो** (दे) આશ્ચર્ય.

**अहो** (सम) વિસ્મય, આશ્ચર્ય, શોક.

**किर, इर, हिर, किल** (किल) નિશ્ચય, સંભાવના, સશય

**झडिति, झडत्ति, झत्ति** (झटिति) જલદી, શીઘ્ર

**तहिं** (तत्र) ત્યા

**तहवि** (तथापि) તોપણ.

**सणियं** (शनैस्) ધીમે ધીમે.

## धातुओ.

अल्ली (आ–ली) આશ્રય કરવો. આલિંગન કરવું, પ્રવેશ કરવો.

कंख् } (काङ्क्ष्) ચાહવું. વાંછવું.
मह }

घोट्ट (पा) પીવું.

निगिण्ह (निग्रह) પકડવું. અટકાવવું, શિક્ષા કરવી

निवड् (निपत्) પડવું.

पल्लोट्ट } (पर्यस्) ફેંકવું. ફેંકી
पल्हत्थ } દેવું.

पउस्स् } (प्र+द्विष्) દ્વેષ કરવો.
पउस् }

रुंभ } (रुध्) રોકવું
रुंध् }

## प्राकृत वाक्यो ।

हं वच्छाणं पण्णाणि छिन्दं ।

अम्हे साहुणो सगासे तत्ताइं सोच्छिस्सामो ।

जइ माआ जत्ताए गच्छिइ तो वच्छो दुहिआ य रोच्छिहिइ ।

अम्हे किर सच्चं वोच्छिस्सामो ।

सवण्णू झत्ति सिवं गच्छिहिरे ।

हं सत्तुंजयं गच्छिस्सं, नहि गिरिस्स सोहं दच्छं, नइ सेत्तुंजीए नईए ण्हाहिस्सं, पच्छा य तित्थयराणं पडिमाओ चन्दणेण पुप्फेहिं च अच्चिहिमि, गिरिणो य महप्पं सोच्छिमि, पावाइं च कम्माइं छेच्छिहिमि, जीविअं च सहलं करिस्सं ।

जइ असोगचंदो नरिंदो दिसासु परिमाणं कुणंतो ता निरए नेव निवडन्तो ।

सो आयारंगं भणेज्जा ता गीअत्थो होन्तो ।

जइ हं सत्तुं निगिण्हन्तो, तया परिसं दुहं मणुणा किं लहमाणो ? ।

जइ धम्मस्स फलं हविज्ज तया परलोगे सुहं लहेज्जा ।

साहम्मिआणं वच्छल्लं सइ कुज्जा त्ति वीयरागस्स आणा ।

तीसला देवी देवाणंदा य माहणी पहुणो महावीरस्स माउओ आसि ।

सिरिवद्धमाणस्स पिआ सिद्धत्थो नरिंदो होत्था।

पुव्वण्हे अक्कस्स तावो थोवो, मज्झण्हे य अईव तिक्खो,अवरण्हे अ थोको अइथेवो वा।

सकम्मेहिं इह संसारे भमताणं जन्तूणं सरणं माआ पिआ माअरा सुसा धूआ अ न हवन्ति. एको एव धम्मो सरणं।

जो वाहिरं पासेइ, सो मूढो, अंतो पासेइ सो पंडिओ णेओ।

पिउणो ससा पिउसिअ त्ति, तह माऊए य ससा माउसिआ इइ कहेइ।

नणंदा भाउस्स जायाए सिणिज्झइ।

धूआ माअरं पिअरं च सिलेसइ।

रामस्स वासुदेवस्स य पिअरम्मि माऊसुं अ पराभत्ती अत्थि।

सासू जामाऊणं पडिवयाए पाहुडं दाहिन्ति।

जो नारी भत्तारम्मि पउस्सेइ सा सुहं न पावेइ।

कुलवालियाणं भत्तवो चेव देवा।

माआ धूआणं पुत्ताणं च बहु धणं अप्पेइ।

जे नरा भत्तूणमाप्पसे न वट्टन्ते ते दुहिणो हवन्ति।

आवयासु जे सहेज्जा हुंति ते च्च भाउणो।

धूआए माआए अ परुप्परं अईव नेहो अत्थि।

सासूणं जामाउणो अईव पिआ हवन्ति।

अहं माअराए य पिउणा य भायरेहिं च ससाहिं च सह सिद्धगिरिस्स जत्ताए जाएज्जा।

दायराणं मज्झे कण्णो निवो पढमो होत्था।

रामस्स भाया लक्खणो निएण चक्केण रावणस्स सीसं छिन्दीअ।

सतेसु जायते सूरो, सहस्सेसु य पंडिओ।
वत्ता सयसहस्सेसु, दाया जायति वा न वा॥

इंदियाणं जए सूरो, धम्मं चरंति पंडिओ ।
वत्ता सच्चवओ होइ; दाया भूयहिए रओ ॥

## ગુજરાતી વાક્યો.

જો તેણે ઝેરવાળુ ભોજન ખાધુ હોત તો તે મૃત્યુ પામત.

તમે જીનેશ્વરના ચરિત્રો સાંભળશો તો જરૂર ધર્મ પામશો

અભિમન્યુ જીવ્યો હોત તો કૌરવોની બધી સેનાને જીતી લેત.

તમો તત્વોને જાણુશો તો સત્ય માર્ગને શોધશો.

જો તમે બધનમાંથી છોડશો તો હુ સત્ય કહીશ.

રાવણે પરસ્ત્રીનો ત્યાગ કર્યો હોત તો તે મૃત્યુ પામત નહી.

જાણુનાર પાસેથી તેણે તત્વજ્ઞાન મેળવ્યુ.

હુ તલાવમાંથી કમળો લઇશ, અને માતા અને બેનને આપીશ.

માતા અને પિતાની સાથે જીનાલયમા જઈશ, અને ચૈત્યવંદન કરીશ

લક્ષ્મણના ભાઇ રામે દીક્ષા લીધી અને મોક્ષમા ગયા

વહુને નણંદ ઉપર ઘણો સ્નેહ છે.

ગરીબોને પાળનાર થોડા જ હોય છે.

વિધાતાના લેખને કોઇપણ ઉલંઘન કરતુ નથી

કુરૂપા બાળકો ઉપર પણ માતાનો ઘણોજ સ્નેહ હોય છે

જેમ બહેરાની આગળ ગાયન નકામુ છે તેમ મૂર્ખ પુરૂષની આગળ તત્વવાર્તા નકામી છે.

દિવસે દિવસે ઘણા પ્રાણીઓ મરણ પામે છે, તોપણ અજ્ઞાનીઓ અમે મરવાના નથી એમ માને છે, તેથી બીજુ શું આશ્ચર્ય હોય.

નિમિત્તિઆએ તેના કપાળમાં સારા લક્ષણો જોયા અને કહ્યુ (કે) તુ રાજા થઇશ.

તે વેશ્યામા આસક્ત થયો ન હોત તો ધર્મથી પતિત થાત નહી

મૂર્ખ પણ ધીમે ધીમે ઉદ્યમ કરવાથી હોશિયાર થાય છે.

## पाठ १९ मो

### *કર્મણિ રૂપ અને ભાવે રૂપ.

ધાતુઓના કર્મણિ કે ભાવે રૂપો કરવા હોય ત્યારે વર્તમાનકાળ, હ્યસ્તનભૂત, વિધ્યર્થ અને આજ્ઞાર્થમા ધાતુઓને, 'ईअ' (ઈય) અને 'इज्ज' પ્રત્યયો લગાડી તે તૈયાર થયેલા અંગને તે તે કાળના પુરૂષ બોધક પ્રત્યયો લગાડવાથી થાય છે. અને ભવિષ્યકાળ, ક્રિયાતિપત્ત્યર્થ વિગેરેના કર્મણિ અને ભાવે રૂપો કર્તરિ જેવાજ થાય છે.

કર્મણિ-ભાવે-અંગ

| | |
|---|---|
| हस्+ईअ=हसीअ, | हो+ईअ=होईअ, |
| हस्+इज्ज=हसिज्ज, | हो+इज्ज=होइज्ज, |
| पढ्+ईअ=पढीअ, | ने+ईअ=नेईअ, |
| पढ्+इज्ज=पढिज्ज, | ने+इज्ज=नेइज्ज, |
| बोल्ल्+ईअ=बोल्लीअ, | ठा+ईअ=ठाईअ, |
| बोल्ल+इज्ज=बोल्लिज्ज, | ठा+इज्ज=ठाइज्ज, |
| कंप्+ईअ=कंपीअ, | झा+ईअ=झाईअ, |
| कंप्+इज्ज=कंपिज्ज. | झा+इज्ज=झाइज्ज, |
| देक्ख्+ईअ=देक्खीअ, | ण्हा+ईअ=ण्हाईअ, |
| देक्ख्+इज्ज=देक्खिज्ज, | ण्हा+इज्ज=ण्हाइज्ज, |

---

* જો ધાતુ સકર્મક હોય તો તેનો કર્મણિ પ્રયોગ થાય, અને અકર્મક (કર્મરહિત) હોય તો ભાવેપ્રયોગ થાય છે. (લજ્જા પામવી, ઉભા રહેવું, હોવું, જાગવુ, વધવું, જીર્ણ થવું, ભય પામવું, જીવવુ, મરવું, સુવું, પ્રકાશવું, અને રમવું, એ અર્થવાળા ધાતુઓ અકર્મક જાણવા, એ સિવાય બીજા અર્થવાળા ધાતુઓ સકર્મક જાણવા.

આ પ્રમાણે ઈઅ તથા ઇજ્જ કર્તરી પુરૂષબોધક પ્રત્યયો લગાડવાથી કર્મણિ ને ભાવે રૂપો થાય છે

पढीअ, पढिज्ज (पढ) ના રૂપો.

વર્તમાનકાળ.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | पढीअमि, | पढीअमो-मु-म, |
| | पढीआमि, | पढीआमो-मु-म, |
| | पढिज्जमि, | पढीइमो-मु-म, |
| | पढिज्जामि | पढिज्जमो-मु-म, |
| | | पढिज्जामो-मु-म, |
| | | पढिज्जिमो-मु-म |
| बी० पु० | पढीअसि, पढीअसे, | पढीइत्था, पढीअह, |
| | पढिज्जसि. पढिज्जसे. | पढिज्जित्था, पढिज्जह |
| त्री० पु० | पढीअइ, पढीअए, | पढीअन्ति-न्ते, पढीइरे, |
| | पढिज्जइ, पढिज्जए | पढिज्जन्ति-न्ते, पढिज्जिरे. |

---

કર્મણિપ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં મુકાય છે અને કર્મ પ્રથમા-વિભક્તિમાં આવે છે, તેમજ કર્મને આધારે ક્રિયાપદ મુકાય છે જેમકે—કર્તરિ—कुम्भारो घडं कुणइ. કર્મણિમાં कुम्भारेण घडो कुणीअइ, (કુંભાર વડે ઘડો કરાય છે) रामो जिणं अच्चेइ—रामेण जिणा अच्चिज्जंति, (રામ વડે જિનેશ્વરો પૂજાય છે) અને ભાવેપ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે, અને કર્મ હોતુ નથી તેથી ક્રિયાપદ ત્રીજા પુરૂષ એકવચનમાં મુકાય છે. જેમકે—

बालो जग्गइ—बालेण जग्गिज्जइ (બાળક વડે જગાય છે).

बाला रमंति—बालेहिँ रमिज्जइ (બાળકો વડે રમાય છે).

પુરુષબોધક પ્રત્યયોની પહેલા अ નો ए થાય ત્યારે, पढीएइ, पढिज्जेइ, पढीएन्ति, पढीएन्ते, पढीएइरे, पढिज्जेन्ति, पढि-ज्जेन्ते, पढिज्जेइरे, ઇત્યાદિ રૂપો પણ થાય છે.

ज्ज ज्जा પ્રત્યયો આવે ત્યારે.

સર્વવચન૦ } पढीएज्ज, पढीएज्जा,
સર્વપુરુષમાં } पढिज्जेज्ज, पढिज्जेज्जा.

હ્યસ્તન ભૂત.

સર્વપુરુષ૦ } पढीअसी, पढीअही, पढीअहीअ.
સર્વવચનમાં } पढिज्जसी, पढिज्जही, पढिज्जहीअ.

આર્ષમાં पढीइत्था, पढिज्जित्था, पढीइंसु, पढिज्जिंसु ઇત્યાદિ પણ થાય છે.

પરોક્ષભૂત— } કર્તરિ પ્રમાણે—पढीअ થાય છે.
અદ્યતનભૂતમાં }

વિધિ—આજ્ઞાર્થ.

| | एकव० | बहुव० |
|---|---|---|
| प० पु० | पढीअमु-आमु-इमु-एमु, पढिज्जमु-ज्जामु-ज्जिमु-ज्जेमु | पढीअमो-आमो-इमो-एमो, पढिज्जमो-ज्जामो-ज्जिमो-ज्जेमो. |
| बी० पु० | पढीअहि-इहि-असु-एसु, पढीइज्जसु, पढीएज्जसु, पढीइज्जहि, पढीएज्जहि, पढीइज्जे, पढीएज्जे, पढीअ [पढीइज्जसि, पढीएज्जसि, पढीइज्जासि, पढीएज्जासि, | पढीअह, पढीएह, [पढीइज्जाह, पढीएज्जाह] पढिज्जह, पढिज्जेह, [पढिज्जिज्जाह, पढिज्जेज्जाह આર્ષમાં] |

पढीइज्जाहि, पढिएज्जाहि,
पढीआहि આપંમા]

( એ પ્રમાણે पढिज्ज અંગના પણ જાણવાં )

त्री०पु० पढीअउ, पढीएउ, पढीअन्तु, पढीएन्तु,
पढिज्जउ, पढिज्जेउ, पढिज्जन्तु, पढिज्जेन्तु.

સર્વવચન } पढीएज्ज-ज्जा, पढीएज्जइ, पढीएज्जाइ,
સર્વપુરૂષ } पढिज्जेज्ज-ज्जा, पढिज्जेज्जइ, पढीज्जेज्जाइ.

ભવિષ્યકાળ

त्री० पु० ए० } +पढिहिइ, पढेहिइ, पढिस्सइ.
पढिहिए पढेहिए पढिस्सए,

આ પ્રમાણે સર્વ રૂપો કર્તરિ પ્રમાણે જાણવા.

क्रियापतिपत्ति

સર્વવચન | पढन्तो, पढमाणो, पढेज्ज, पढेज्जा.
સર્વપુરૂષ | કર્તરિ પ્રમાણે.

हो-होईअ, होइज्ज.

વર્તમાનકાળ.

त्री०पु०ए० होईअइ, होइज्जइ, होईएइ, होइज्जेइ,

એ પ્રમાણે સર્વ રૂપો લઇ લેવા

સર્વવચન } होईएज्ज, होईएज्जा, होइज्जेज्ज,
સર્વપુરૂષ } होइज्जेज्जा.

---

+ ભવિષ્યકાળમાં પણ કોઇ સ્થળે ईअ-इज्ज નો પ્રયોગ દેખાય છે. તેથી पढीएहिइ-ए पढीइहिइ-ए, पढिज्जहिइ-ए, पढिज्जेहिइ-ए, पढीइहिज्ज-ज्जा, पढीएहिज्ज-ज्जा, पढिज्जिहिज्ज-जा, पढिज्जेहिज्ज-ज्जा, ઇત્યાદિ રૂપો પણ થાય છે.

भूतકાળ.

સર્વવચન } होईअसी, होईअही, होईअहीअ,
સર્વપુરૂષ } होइज्जसी, होइज्जही, होइज्जहीअ.

આર્ષમાં—होईत्था, होइज्जित्था, होईइंसु, होइज्जिंसु.

પરોક્ષભૂત સર્વપુરૂષમાં } होसी, होही, होहीअ.
અદ્યતનભૂતમાં સર્વવચનમાં }

આર્ષમાં—होत्था, हुविंसु. કર્તરિ પ્રમાણે.

વિધિ–આજ્ઞાર્થ.

त्री०पु०ए० होईअउ, होईएउ, होइज्जउ, होइज्जेउ વગેરે.

સર્વપુ० } होईएज्ज, होईएज्जा, होइज्जेज्ज, होइ-
સર્વવચન } ज्जेज्जा, होईएज्जइ, होईएज्जाइ, होइ-
ज्जेज्जइ, होइज्जेज्जाइ.

ભવિષ્યકાળ.

त्री०पु०ए० *होहिइ, होहिए, ઇત્યાદિ કર્તરિ પ્રમાણે.

ક્રિયાતિપત્તિ.

સર્વપુરૂષ } होज्ज, होज्जा, होन्तो, होमाणो.
સર્વવચન } કર્તરિ પ્રમાણે.

કર્મણિ ને ભાવે માંજ વપરાતા ધાતુઓ.

| कर्तरि | कर्मणि | | |
|---|---|---|---|
| पास | दीस | (दृश्) | દેખવુ. |
| 'वय् | वुच्च | (वच्) | બોલવું. |

* होईइहिइ, होईएहिइ, होइज्जिहिइ, होइज्जेहिइ, होईइहिज्ज–ज्जा होईएहिज्ज–ज्जा, होइज्जिहिज्ज–ज्जा होइज्जेहिज्ज–ज्जा ઇત્યાદિ પ્રયોગ પણ ષડ્ભાષા ચન્દ્રિકામાં દેખાય છે.

| | | |
|---|---|---|
| चिण् | चिव्व } चिम्म } | (चि) એકઠું કરવું. |
| जिण् | जिव्व | (जि) જીતવું. |
| सुण् | सुव्व | (श्रु) સાંભળવું. |
| हुण् | हुव्व | (हु) હોમ કરવો. |
| थुण् | थुव्व | (स्तु) સ્તુતિ કરવી. |
| लुण् | लुव्व | (लू) કાપવું. |
| पुण् | पुव्व | (पू) પવિત્ર કરવું |
| धुण् | धुव्व | (धू) હલાવવું, કંપાવવું |
| हण् | हम्म | (हन्) હણવું, નાશ કરવું. |
| खण् | खम्म | (खन्) ખોદવું. |
| दुह् | दुब्भ | (दुह्) દોહવું |
| लिह् | लिब्भ | (लिह्) ચાટવું. |
| वह् | वुब्भ | (वह्) વહન કરવું. |
| रुंध् | रुब्भ | (रुध्) રોકવું. |
| डह् | डज्झ | (दह्) દાઝવું, બાળવું. |
| बंध् | बज्झ | (बन्ध्) બાંધવું. |
| सं-रुंध् | सरुज्झ | (सं+रुध्) રોકવું. |
| अणु-रुंध् | अणुरुज्झ | (अनु+रुध्) આજ્ઞા માનવી, અનુસરવું, તાબે થવું. |
| उव-रुंध् | उवरुज्झ | (उप+रुध्) અટકાવવું. |
| गम् | गम्म | (गम्) જવું. |
| हस् | हस्स | (हस्) હસવું |
| भण् | भण्ण | (भण्) બોલવું, ભણવું. |
| छुव् | छुव्व | (छुप्) સ્પર્શ કરવો. |
| रुव् | रुन्न | (रुद्) રોવું. |

| | | |
|---|---|---|
| लह् | लब्भ | (लभ्) મેળવવુ |
| कह् | कत्थ | (कथ्) કહેવું. |
| भुंज् | भुज्ज | (भुज्) ખાવું. |
| हर् | हीर | (हृ) હરણ કરવુ, લઇ જવુ. |
| कर् | कीर | (कृ) કરવું. |
| तर् | तीर | (तॄ) તરવુ. |
| जर् | जीर | (जॄ) જીર્ણ થવુ. |
| विढव्<br>अज्ज् | विढप्प | (अर्ज्) પેદા કરવું, કમાવુ |
| जाण् | णव्व<br>णज्ज | (ज्ञा) જાણવુ |
| वाहर् | वाहिप्प | (वि+आ+हृ) બોલવુ, બોલાવવુ. |
| आढव् | आढप्प | (आ+रभ्) શરૂ કરવુ, આરંભ કરવો. |
| सिणिज्झ | सिप्प | (स्निह्) સ્નેહ કરવો. |
| सिंच् | सिप्प | (सिच्-सिञ्च्) છાંટવુ, સિંચવું. |
| गह्-गिण्ह् | घेप्प | (ग्रह्) ગ્રહણ કરવું. |
| छिव् | छिप्प | (स्पृश्) સ્પર્શ કરવો. |

'चिव्व' થી માંડીને 'छिप्प' સુધીનાં ધાતુઓ કર્મણિ ને ભાવે પ્રયોગમાંજ વિકલ્પે વપરાય છે જ્યારે તેઓનો પ્રયોગ થાય છે સારે કર્મણિ ભાવેના પ્રત્યયો લગાડ્યા સિવાય લાગલાજ તે તે કાળના પુરુષબોધક પ્રત્યયો લગાડાય છે, અને डीस ને वुच्च ધાતુને આ પ્રયોગ નિત્ય થાય છે અને તે વર્તમાનકાલ-હ્યસ્તન અને વિધિ-આજ્ઞાર્થમાંજ વપરાય છે. જ્યારે चिव्व. जिव्व, વગેરે ધાતુઓનો પ્રયોગ ન કર્યો હોય ત્યારે चिण्-जिण् વગેરે મૂળ ધાતુઓને કર્મણિ ભાવે પ્રત્યય લગાડી અંગ તૈયાર કરી તેતે કાળના પુરૂષબોધક પ્રત્યયો લગાડવાથી પણ રૂપો થાય છે. જેમકે—

थुणीअइ, थुणीअउ, थुणीअसी-ही-हीअ    थुणिहिइ, थुव्वेज्ज-ज्जा, थुणन्तो-माणो,
थुणिज्जइ, थुणिज्जउ, थुणिज्जसी-ही-हीअ.    थुणेज्ज-ज्जा

शब्दो.

अउज्झा } स्त्री. (अयोध्या) नगरीनु नाम.
अओज्झा }

अप्प वि. (अल्प) थोडुं.

अकाल पु. (सम) अकाळ, समय-विना.

असब्भ वि. (असभ्य) खराब, सभ्य नहीं.

आणाल पु. (आलान) हाथीने बांधवानो खूंटो, बंधन.

इणं सर्व. (इदम्) 'इम' शब्दनुं प्रथमानुं एकवचन. आ.

इयर वि. (इतर) अन्य. बीजुं, हीन.

उच्च } वि (उच्चक) उन्नत,
उच्चअ } उंचुं.

उवयार पु. (उपकार) उपकार, आदर, सेवा.

कयग्घ वि. (कृतघ्न) उपकारने नहीं माननार, निमकहराम.

किअंत (कियत्) केटलुं.

केरिसी स्त्री. (कीदृशी) केवा प्रकारनी.

गुंजिअ न. (गुञ्जित) गणगणाट

गुरुअ वि. (गुरुक) वडील, मोटा, गुरु.

चिंध } न. (चिह्न) चिन्ह,
चिण्ह } लांछन

ठिअ वि. (स्थित) उभु रहेलुं.

तारा स्त्री. (सम) नक्षत्र, तारा.

जंत न. (यन्त्र) यन्त्र, संचो.

थेर वि. (स्थविर) वृद्ध, वृद्ध जैन साधु.

देवी स्त्री. (सम) देवी, उत्तम स्त्री, पट्टराणी

दयालु वि (सम) दयावाळो

दुआर }
दार } न (द्वार) दरवाजो.
बार }

धवल वि. (सम) सफेद. श्वेत, धोळुं.

धुत्त वि. (धूर्त) ઠગ. છેતરનાર.

नहयल न. (नभस्तल) આકાશ તળ.

निम्मल वि. (निर्मल) સ્વચ્છ.

नीसंद पु (निःष्यन्द) રસનુ ઝરવુ, ઝરણું, ગળવું

नायमग्ग पु (न्यायमार्ग) નીતિ-માર્ગ.

पओग पु (प्रयोग) પ્રયોગ સાધન

पच्चक्ख वि. (प्रत्यक्ष) સાક્ષાત્, દેખીતુ, ખુલ્લુ. આંખ આગળનુ.

परिसा स्त्री. (पर्षद्) સભા.

परिसर पु (सम) સમીપ

भय न (सम) બીક, ધાસ્તી. ભીતિ.

भद्द[૭૫] } भद्र } वि. (भद्र) કલ્યાણ કર-નાર સુખી, મારાણુ. વહાલુ, न કલ્યાણ સુખ

भुयग पु. (भुजग) સર્પ.

मउण } मोण } न (मौन) મૌન.

मारुअ पु (मारुत) પવન, વાયુ.

रउद्द } रोद्द } वि. (रौद्र) દારૂણ. ભયં-કર. બીહામણુ.

रुक्ख पु. न. (वृक्ष) ઝાડ.

राहु पु (सम) રાહુ ગ્રહ.

वसण न (व्यसन) કષ્ટ, દુઃખ.

वीसत्थ वि. (विश्वस्त) વિશ્વાસ-વાળું.

विहि पु. (विधि) પ્રકાર. નસીબ. કર્તવ્ય આજ્ઞા.

सज्झाय पु (स्वाध्याय) શાસ્ત્ર પઠન. આવૃત્તિ કરવી.

सद्धा } सड्ढा } (श्रद्धा) ધર્મરાગ, સ્પૃહા. વિશ્વાસ

समणोवासग-य पु. (श्रमणोपासक) શ્રાવક, સાધુઓનો ઉપાસક

सहा स्त्री (सभा) સભા.

सीयल वि. (शीतल) શીત સ્પર્શવાળું, ઠંડુ.

सुरहि वि (सुरभि) સુગંધ-વાળુ. न સુગંધ.

सुअ पु (सुत) પુત્ર.

मसाण } सुसाण } न (श्मशान) મસાણ સ્મશાનભૂમિ.

---

૭૫. શબ્દમાં 'द्र' સંયુક્ત વ્યંજન હોય તો द ના र નો લોપ વિકલ્પે થાય છે. જેમકે—

चन्दो. चंद्रो, (चन्द्र) भद्दो, भद्रो, (भद्र.)

रुद्दो, रुद्रो, (रुद्र) समुद्दो, समुद्रो (समुद्र)

## સામાસિક શબ્દો.

**अन्नुन्नरूव** (अन्योन्यरूप) પરસ્પર સ્વરૂપવાળું.

**इंदियवग्ग** (इन्द्रियवर्ग) ઇન્દ્રિઓનો સમુદાય

**जोयणपरिमंडल** (योजनपरिमंडल) ગોળાકાર યોજન પ્રમાણ.

**नयसहस्स** (नयसहस्र) હજારો નીતિ.

**भिच्चगुण** (भृत्यगुण) નોકરોના ગુણો.

**महिलामण** (महिलामनस्) સ્ત્રીઓનુ મન.

**मच्छवहगाइ** (मत्स्यवधकादि) માછીમાર વિગેરે.

**विविहचरित्त** (विविधचरित्र) તરેહ તરેહના ચરિત્રો.

**ससिरवि** (शशिरवि) ચન્દ્ર ને સૂર્ય

**सिहरपरंपरा** (शिखरपरंपरा) શીખરોની પરંપરા.

**सुयणदुज्जणविसेस** (सुजनदुर्जनविशेष) સજ્જન દુર્જનની વિશેષતા.

## અવ્યય.

**केणइ** (केनचित्) કોઇવડે.

**जहसत्ति** (यथाशक्ति) શક્તિ–મુજબ

**सव्वओ** (सर्वत) સર્વતરફ.

**समंता** (समन्तात्) ચારે બાજુ, સર્વ તરફ.

**सक्खं** (साक्षात्) પ્રત્યક્ષ.

**हु** } **खु** } (खलु) નિશ્ચય, વિતર્ક, સંભાવના, વિસ્મય એ અર્થમાં અવ્યય છે.

## ધાતુઓ.

**अव–मन्न** (अव+मन्) અવજ્ઞા કરવી, અપમાન કરવું.

**अव–लंब्** (अव+लम्ब्) આશ્રય લેવો.

**उव–यर्** (उप+कृ) ઉપકાર કરવો.

**चव्** (कथ्) બોલવુ.

**पम्हस्** (वि+स्मृ) ભૂલવુ, વિસ્મરણ થવું.

**दम्** (दम्) નિગ્રહ કરવો, દમવું.

**सं–प–मज्ज्** (सं+प्र+मृज्) સાફ કરવુ, નિર્મળ કરવું.

को कस्स एत्थ जणओ, का माया बंधवो य को कस्स।
कीरंति सकम्मेहिं जीवा अन्नुन्नरूवेहिं ॥३॥
सव्वस्स उवयरिज्जइ, न पम्हसिज्जइ परस्स उवयारो।
विहलं अवलंबिज्जइ, उवएसो एस विउसाणं ॥४॥
रिउणो न वीससिज्जइ कया वि वंचिज्जइ न वीसत्थो।
न कयग्घेहिं हविज्जइ, एसो नाणस्स नीसंदो ॥५॥
वन्निज्जइ भिच्चगुणो, नय वन्निज्जइ सुअस्स पच्चक्खे।
महिलाओ नो भया वि हु, न नस्सए जेण माहप्प ॥६॥
जीवदयाइ रमिज्जइ, इंदियवग्गो दमिज्जइ सयावि।
सच्चं चेव चविज्जइ, धम्मस्स रहस्समिणमेव ॥७॥
दीसइ विविहचरित्तं, जाणिज्जइ सुयणदुज्जण विसेसो।
धुत्तेहिं न वंचिज्जइ, हिंडिज्जइ तेण पुहवीए ॥८॥

## ગુજરાતી વાક્યો.

લક્ષ્મણ'વડે શત્રુનુ માથું કપાયુ.

શ્રાવકો વડે ગુરૂઓના વચનો સધાય છે. (सद्दह)

શ્રદ્ધા વડે ઉપાધ્યાય પાસેથી જ્ઞાન મેળવાય છે.

યોગીયો વડે શ્મશાનમાં મન્ત્રોનુ ધ્યાન ધરાય છે (झा)

બારણે નટલોકો વડે નચાય છે.

પ્રજાએ રાજાની આજ્ઞાનુ અપમાન કરવું નહી.

ચોરના કપાળમાં અગ્નિવડે ચિન્હ કરાય છે.

પહેલા કોઇ જળમાં અને વનસ્પતિમાં જીવ માનતા ન હતા પણ હાલમા યન્ત્રના પ્રયોગથી સાક્ષાત તેમાં જીવો દેખાય છે.

રાજાના પુરૂષો વડે ચોર પકડાયો, અને દંડાયો.

જે ધન ન્યાય રસ્તેથી પેદા કરાય છે, તે કદિપણ નાશ પામતુ નથી.

રાત્રિમાં મુનિઓ વડે સ્વાધ્યાય કરાશે.

શિષ્યોએ હંમેશા આચાર્યની સેવા કરવી જોઇએ.

હું દુષ્કર્મો વડે મુકાઉં છુ.

તમે મોહવડે મુઝાતા નથી.

તુ શત્રુ વડે જીતાયો.
તમે ધર્મ વડે રક્ષણ કરાઓ છો
જો હમેશ ધર્મ સભળાય, દાન અપાય, શીળ ધારણ કરાય ગુરૂઓ વન્દાય, વિધિવડે જીનેશ્વરની પ્રતિમાઓ પૂજાય, અને તત્વોની શ્રદ્ધા કરાય, તો આ સંસાર તરાય.
થોડો પણ ઉપકાર કરાય તો પરલોકમાં સુખી થવાશે.
બાળકવડે પિતાની આજ્ઞા મનાઇ.
ઉત્તમ પુરૂષોવડે જે કાર્ય શરૂ કરાય છે તેનો તે જરૂર પાર પામે છે.

---

# पाठ २० मो

## કૃદંત

१ ધાતુના અગને 'अ' કે 'त' પ્રત્યય લગાડવાથી કર્મણિભૂતકૃદત થાય છે.

આ પ્રત્યય લગાડતા પહેલા 'अ' નો 'इ' થાય, તેમજ આ કૃદત વિશેષણ થાય છે, તેથી તેનુ સ્રીલિગ કરવું હોય તો 'आ' લગાડવાથી થાય છે.

| पु० | | स्त्री० | | नपु० | |
|---|---|---|---|---|---|
| सुण+अ=सुणिओ<br>सुण+अ=सुणितो | (श्रुत) | सुणिआ<br>सुणिता | (श्रुता) | सुणिअं<br>सुणितं | (श्रुतम्) |

उदा० रामेण देसणा सुणिआ=રામ વડે દેશના સભળાઇ.

झा+अ=झाअं–झातं (ध्यातम्) ધ્યાન કરાયેલુ.

हस+अ=हसिअं–हसितं (हसितम्) હસાયુ.

झाअ+अ=झाइअं–झाइतं (ध्यातम्) ધ્યાન કરાયેલુ

તેમજ સંસ્કૃત કૃદન્ત ઉપરથી પ્રાકૃત નિયમાનુસાર ફેરફાર થઇને પણ કૃદન્તો તૈયાર થાય છે. જેમકે-

उक्किट्ठ (उत्कृष्टम्) શ્રેષ્ઠ.
कडं } कयं } (कृतम्) કરેલુ.
गयं (गतम्) ગયેલુ.
चत्तं (त्यक्तम्) ત્યાગ કરાયેલુ.
दिट्ठ (दृष्टम्) જોયેલુ.
धत्थं (ध्वस्तं) નાશપામેલુ, પડેલુ.
नयं (नतम्) નમેલ, નમ્ર.
निव्वुओ (निर्वृत.) શાન્ત થયેલો.
पण्णत्तं (प्रज्ञप्तम्) પ્રતિપાદન-કરેલુ, કહેલું.
मिट्ठं (मृष्टम्) મધુર, સાફ, સ્વચ્છ.
संवुओ (संवृत) ઢાંકેલું, સંતાડેલુ.
सिट्ठं (सृष्टम्) ત્યાગ કરાયેલુ, મુકેલું, છુટું.
सुयं (श्रुतम्) સાંભળેલું.
हयं (हतम्) હણાયેલુ.
हिअं (हृतम्) હરણ કરાયેલુ.
वट्टं (वृत्तम्) બનેલું, થયેલું.

## હેત્વર્થ કૃદંત.

૨ ધાતુઓના અંગને 'उं-तुं' પ્રત્યયો લગાડવાથી હેત્વર્થ કૃદન્ત થાય છે. આ પ્રત્યય લગાડવાથી પૂર્વે 'अ' હોય તો 'अ'નો 'इ' કે 'ए' થાય છે. તેમજ આર્ષમાં 'त्तए' ને 'त्तुं' પ્રત્યય પણ લાગે છે. ઉદા૦-

सुण+उं=सुणिउं-सुणेउं.
सुण+तुं=सुणितुं, सुणेतुं.
सुण+त्तए=सुणित्तए, सुणेत्तए.
सुण+त्तुं=सुणित्तुं, सुणेत्तुं
(श्रोतुम्) સાંભળવાને.

हस+उं=हसिउं, हसेउं.
हस+तुं=हसितुं, हसेतुं.
हस+त्तए+हसित्तए, हसेत्तए
हस+त्तुं=हसित्तुं, हसेत्तुं.
(हसितुम्) હસવાને.

झाअ+उं=झाइउं, झाएउं
झाअ+तुं=झाइतुं, झाएतुं
झाअ+त्तए=झाइत्तए, झाएत्तए
झाअ+त्तुं=झाइत्तुं, झाएत्तुं
झा+उं=झाउं
झा+तुं=झातुं
} (ध्यातुम्) ધ્યાન કરવાને.

चय=चइउं, चएउं, चइत्तए, चएत्तए, चइत्तुं, चएत्तुं. (त्यक्तुम्) ત્યાગ કરવાને.

कर=करिउं, करेउं, करित्तए, करेत्तए, करित्तुं, करेत्तुं (कर्तुम्) કરવાને.

## અનિયમિત ઉપયોગી હેત્વર્થ કૃદન્તો.

घेत्तुं (ग्रहीतुम्) ગ્રહણ કરવાને.
वोत्तुं (वक्तुम्) બોલવાને.
रोत्तुं (रोदितुम्) રોવાને.
भोत्तुं (भोक्तुम्) ખાવાને.
मोत्तुं (मोक्तुम्) મુકવાને.
दट्ठुं (द्रष्टुम्) જોવાને.
काउं (कर्तुम्) કરવાને.

## સંબન્ધક ભૂતકૃદંત.

૩ ધાતુના અગને तुं, उं, अ, तूण, ऊण, तुआण, उआण પ્રત્યયો લગાડવાથી સમ્બન્ધક ભૂત કૃદન્ત થાય છે. આ પ્રત્યયો લગાડતા પૂર્વના 'अ' નો 'इ' કે 'ए' થાય છે, અને આર્ષમાં त्ता, त्ताणं, त्तु, અને इय, પ્રત્યય પણ લાગે છે.

हस+तुं=हसितुं, हसेतुं
हस+उं=हसिउं, हसेउं
हस+अ=हसिअ, हसेअ
हस+तूण=हसितूण, हसेतूण
हस+ऊण=हसिऊण, हसेऊण
हस+तुआण=हसितुआण, हसेतुआण
हस+उआण=हसिउआण, हसेउआण
हस+त्ता=हसित्ता, हसेत्ता
हस+त्ताण=हसित्ताणं, हसेत्ताण
हस+त्तु=हसित्तु, हसेत्तु
हस+इय=हसिय
(हसित्वा) હસીને.

झाअ+तुं=झाइतुं, झाएतुं
झाअ+उं=झाइउं, झाएउं
झाअ+अ=झाइअ, झाएअ
झाअ+तूण=झाइतूण, झाएतूण
झाअ+ऊण=झाइऊण, झाएऊण
झाअ+तुआण=झाइतुआणं, झाएतुआण

झाअ+उआण=झाइउआण, झाएउआण
झाअ+त्ता=झाइत्ता, झाएत्ता
झाअ+त्ताणं=झाइत्ताणं, झाएत्ताणं
झाअ+त्तु=झाइत्तु, झाएत्तु
झाअ+इय=झाइय (ध्यात्वा) ध्यान करीने.

झा=झातुं, झाउं. झाअ, झातूण, झाऊण, झातुआण, झाउआण. झाइअ (ध्यात्वा) ध्यान धरीने.

## અનિયમિત સંબંધક ભૂત કૃદન્તો.

घेत्तूण, घेत्तुआण (गृहीत्वा) ग्रहण करीने.
वोत्तूण, वोत्तुआण (उक्त्वा) कहीने
रोत्तूण, रोत्तुआण (रुदित्वा) रोईने
भोत्तूण, भोत्तुआण (भुक्त्वा) खाईने
मोत्तूण, मोत्तुआण (मुक्त्वा) मुकीने
दट्ठूण, दट्ठुआण (दृष्ट्वा) जोईने
काउण, काउआण, कट्टु (कृत्वा) करीने
गन्तूण, गंतुआण (गत्वा) जईने
उट्ठाए, उट्ठाय (उत्थाय) उठीने
गच्चा[७६] (गत्वा) जईने
णच्चा (ज्ञात्वा) जाणीने
बुज्झा (बुद्ध्वा) बोध पामीने
भोच्चा (भुक्त्वा) खाईने
मोच्चा (मुक्त्वा) मुकीने
मच्चा (मत्वा) विचारीने
वंदित्ता (वंदित्वा) वांदीने

सुच्चा-सोच्चा (श्रुत्वा) सांभळीने.
सुत्ता (सुप्त्वा) सूईने
साहट्टु (संहृत्य) समेटीने, संकोचीने.

આ સંબન્ધક ભૂતકૃદન્તના પ્રત્યયો સબન્ધિ જે 'ण' તેનો અનુસ્વાર સહિત પણ પ્રયોગ થાય છે. જેમ-

---

૭૬. શબ્દની અંદર त्व નો च्च, थ्व નો च्छ, द्व नो ज्ज અને ध्व નો ज्झ પ્રયોગને અનુસારે થાય છે.
किच्चा (कृत्वा) पिच्छी (पृथ्वी) विज्जं (विद्वान्) बुज्झा (बुद्ध्वा)

तूणं, ऊणं, तुआणं, उआणं=हसितूणं, हसिऊणं, हसितुआणं, हसिउआणं, વગેરે પણ થાય છે.

### વર્તમાન કૃદંત.

४ વર્તમાન કૃદન્ત ધાતુઓનું કરવું હોય તો તૈયાર થયેલા ધાતુઓના કર્તરિઅંગને 'न्त–माण' પ્રત્યયો પુલ્લિંગ અને નપુંસકલિંગમાં લાગે છે, અને સ્ત્રીલિંગમાં ई–न्ती–न्ता–माणी–माणा પ્રત્યયો લગાડાય છે. આ પ્રત્યયો લગાડતા પૂર્વે 'अ' હોય તો 'अ' નો 'ए' વિકલ્પે થાય છે, જેમ—

पु०

हस+न्त=हसन्तो, हसेन्तो
हस+माण=हसमाणो, हसेमाणो, } (हसन्–हसमानः) હસતો

नपु०

हसन्तं, हसेन्तं
हसमाणं, हसेमाणं } (हसत्–हसमानम्) હસતું

स्त्री०

हस+ई=हसई, हसेई
हस+न्ती=हसन्ती, हसेन्ती
हस+न्ता=हसन्ता, हसेन्ता.
हस+माणी=हसमाणी, हसेमाणी.
हस+माणा=हसमाणा, हसेमाणा } (हसन्ती–हसमाना) હસતી

| पु० | नपु० | स्त्री० |
|---|---|---|
| होअ–होअन्तो | होअन्तं | होअई, होएइ |
| ,, होएन्तो | होएन्तं | होअन्ती, होएन्ती, होअन्ता, होएन्ता |
| ,, होअमाणो | होअमाणं | होअमाणी, होएमाणी. |
| ,, होएमाणो | होएमाणं | होअमाणा, होएमाणा. |

| | | |
|---|---|---|
| हो-होन्तो | होन्तं | होई |
| ,, हुन्तो | हुन्तं | होन्ती, हुन्ती, होन्ता, हुन्ता. |
| ,, होमाणो, | होमाणं | होमाणी, होमाणा |
| (भवन्–भवमान) | (भवत्–भवमानं) | (भवन्ती–भवमाना) |
| થતો | થતુ. | થતી. |

## કર્મણિ વર્તમાન કૃદંત.

૫ ધાતુનુ કર્મણિ વર્તમાન કૃદન્ત કરવું હોય તો ધાતુના કર્મણિ અંગને આજ પ્રત્યયો લગાડવાથી કર્મણિ વર્તમાન કૃદંત થાય છે.

| पु० | न० | स्त्री० |
|---|---|---|
| हसिज्ज-हसिज्जन्तो | हसिज्जन्त | हसिज्जई. |
| ,, हसिज्जमाणो | हसिज्जमाणं | हसिज्जन्ती, हसिज्जन्ता, हसिज्जमाणी, हसिज्जमाणा. |
| हसीअ-हसीअन्तो | हसीअन्तं | हसीअई. |
| ,, हसीअमाणो | हसीअमाणं | हसीअन्ती, हसीअन्ता हसीअमाणी, हसीअमाणा |
| (हस्यमान) હસાતો. | (हस्यमानम्) હસાતુ. | (हस्यमाना) હસાતી. |

| पु० | नपु० | स्त्री० |
|---|---|---|
| दीस-दीसन्तो | दीसन्त | दीसई |
| दीसमाणो | दीसमाणं | दीसन्ती, दीसन्ता, दीसमाणी, दीसमाणा. |
| (दृश्यमान) દેખાતો. | (दृश्यमानम्) દેખાતુ | (दृश्यमाना) દેખાતી. |

## ભવિષ્ય કૃદંત.

૬ ધાતુને 'इस्स' પ્રત્યય લગાડી વર્તમાન કૃદન્તના પ્રત્યયો લગાડવાથી ભવિષ્ય કૃદન્ત થાય છે.

पु०

जिण+इस्स=जिणिस्सन्तो } (जेष्यन्–जेष्यमाण.)
जिणिस्समाणो } જીતતો હશે.

नपु०

जिणिस्सन्तं } (जेष्यत्–जेष्यमाणम्)
जिणिस्समाणं } જીતતુ હશે.

स्त्री०

जिणिस्सई, जिणिस्सन्ती, जिणिस्समाणी } (जेष्यन्ती–जेष्यमाणा)
जिणिस्सन्ता, जिणिस्समाणा } જીતતી હશે.

## વિધ્યર્થ કૃદંત.

૭ ધાતુને तव्व, अव्व, अणीअ (अणीय) અને अणिज्ज પ્રત્યયો લગાડવાથી વિધ્યર્થ કર્મણિ કૃદન્ત થાય છે. તેમજ 'तव्व' અને 'अव्व' પ્રત્યય લગાડતા પૂર્વે 'अ' હોય તો 'अ' નો 'इ' કે 'ए' થાય છે. જેમ—

बोह्–बोहिअव्वं, बोहेअव्वं, बोहणीअं } (बोद्धव्यम्–बोधनीयम्)
बोहितव्वं, बोहेतव्वं बोहणिज्जं } જાણવા લાયક છે.

झाअ–झाइअव्वं, झाएअव्वं झाअणीअं
झाअ–झाइतव्वं, झाएतव्वं, झाअणिज्जं } (ध्यातव्यम्–ध्यानीयम्]
झा–झाअव्वं झाणीअं. } ધ્યાન કરવાં લાયક.
झा झातव्वं झाणिज्जं

## અનિયમિત વિધ્યર્થ કૃદંતો.

कायव्वं (कर्तव्यम्) કરવા લાયક.
घेत्तव्वं (गृहीतव्यम्) ગ્રહણ કરવા લાયક.
दट्ठव्वं (द्रष्टव्यम्) દેખવા લાયક, જોવા લાયક
भोत्तव्वं (भोक्तव्यम्) ભોગવવા લાયક, ખાવાલાયક.
मोत्तव्वं (मोक्तव्यम्) મુકવાલાયક.
रोत्तव्वं (रोदितव्यम्) રોવાલાયક.
हंतव्वं (हन्तव्यम्) હણવાલાયક.

* પ્રાકૃત રૂપમાલામાં તૈયાર કૃદન્તોનુ કોષ્ટક આપેલુ છે વધુ જીજ્ઞાસુએ ત્યાંથી કર્મણિભૂતકૃદંત આદિ કૃદન્તો જોઈ લેવા.

૮ મૂળધાતુઓને 'इर' પ્રત્યય લગાડવાથી કર્તૃસૂચક કૃદન્ત બને છે.

हस्=हसिरो (हसनशील) હસનાર.

हसिरा, हसिरी (हसनशीला) હસનારી.

हसिरं (हसनशीलम्) હસનારૂં.

रोव्=रोविरो (रुदनशीलः) રૂદન કરનારો

रोविरा, रोविरी (रुदनशीला) રૂદન કરનારી.

रोविरं (रुदनशीलम्) રૂદન કરનારૂં

भम्=भमिरो (भ्रमणशीलः) ભમનારો.

भमिरा, भमिरी (भ्रमणशीला) ભમનારી,

भमिरं (भ्रमणशीलम्) ભમનારૂં.

એ પ્રમાણે लज्जिरो=લજ્જાવાળો, जम्पिरो=બોલનાર, वेविरो=કંપનાર, नमिरो=નમ્ર, गव्विरो=ગર્વિષ્ટ વગેરે કરી લેવા.

૯ કર્તૃસૂચક કૃદન્તો સિદ્ધ સંસ્કૃત ઉપરથી પણ થાય છે.

पायगो, पायओ (पाचक) પકાવનાર.

दायगो, दायओ (दायक.) આપનાર.

जायगो, जायओ (याचकः) માગનાર.

कुंभआरो, कुंभारो (कुम्भकार) કુંભાર.

लोहयारो, लोहारो (लोहकार.) લુહાર.

कत्ता (कर्ता) કરનાર.

भत्ता, भट्टा (भर्ता) પોષણ કરનાર.

गंता (गन्ता) જનાર.

सुवण्णआरो, सुवण्णगारो (सुवर्णकारः) સોની.

૧૦ આ કૃદન્તોમાં હેત્વર્થ કૃદન્ત અને સંબન્ધક ભૂતકૃદન્તને અવ્યય તરીકે માનવા અને બીજા કૃદન્તોને વિશેષણ તરીકે માનવા.

## અનિયમિત ઉપયોગી કેટલાએક કર્મણિ ભૂત કૃદન્તો.

आढत्तो, आरद्धो (आरब्ध) શરૂ કરાયેલ.

अप्फुण्णो (आक्रान्त) દુઃખિત, દબાયેલ.

**विढत्तं** (अर्जितम्) પેદા કરેલુ.
**वोलीणो** (अतिक्रान्त) ઉલંઘન કરાયેલ.
**वोलट्टो** (विकसितः) વિકાસ પામેલ.
**सक्को** / **सत्तो** } (शक्तः) સમર્થ.
**सुत्तो** (सुप्त·) સુતેલો.
**सिलिट्ठो** (श्लिष्ट·) ભેટેલ.
**सणिद्धं** / **सिणिद्धं** / **निद्धं** } (स्निग्धम्) ચાયાળું.

શબ્દો.

**अच्चय** पु. (अत्यय) વિનાશ, મરણુ, વિપરીત આચરણુ.
**अग्गि** पु (अग्नि) અગ્નિ.
**अमरी** स्त्री. (अमरी) દેવી.
**अलंकिअ** वि. (अलङ्कृत) શોભિત.
**आगम** पु (आगम) શાસ્ત્ર, સિદ્ધાન્ત.
**आयइ** स्त्री. (आयति) ભવિષ્યકાળ, ભાવિ.
**आलोयणा** स्त्री. (आलोचना) પ્રાયશ્ચિત માટે દોષો કહેવા, દેખાડવું, બતાવવું.
**आहि** पु. स्त्री. (आधि) માનસિક પીડા.
**उम्मत्त** वि. (उन्मत्त) મત્ત, ગાંડો.
**उवाय** पु (उपाय) ઉપાય.
**काया** स्त्री. (सम) દેહ.
**कुमारत्तण** न. (कुमारत्व) કુમારપણુ.
**चरम** / **चरिम** } वि. (सम) છેલ્લુ.
**जंबूकुमार** पु (सम) નામ છે.
**जाम** पु. (याम) પ્રહર
**जीवलोग** पु. (जीवलोक) દુનીયા, જગત.
**दव्वलिंग** न. (द्रव्यलिङ्ग) મુનિનો વેષ, બાહ્યવેષ.
**धणवंत** वि. (धनवत्) ધનવાળો.
**नाणि** वि. (ज्ञानिन्) જ્ઞાનવાળો.
**निद्दा** स्त्री (निद्रा) નિદ્રા.
**निअम** पु. (नियम) નિશ્ચય, લીધેલી પ્રતિજ્ઞા.
**पडियार** पु. प्रतिकार) આવતી વસ્તુને રોકવું, રોગનો ઇલાજ, બદલો.
**पच्चक्खाण** न. (प्रत्याख्यान) પ્રત્યાખ્યાન.
**परिक्खण** न. (परीक्षण) પરીક્ષા કરવી.

परिणीअ वि (परिणीत) પરણેલ,
परिच्चत्त } वि. (परित्यक्त) ત્યાગ
परिचत्त } કરાયેલ.
पसु पु. (पशु) પશુ.
पाण पु. न. ब. (प्राण) ઇન્દ્રિયાદિ દશ પ્રાણ.
पाहुड न. (प्राभृत) ભેટ, ઉપહાર.
पीडा } स्त्री. (पीडा) પીડા, દુઃખ
पीला }
पिअसही स्त्री. (प्रियसखी) પ્રેમ પાત્ર સખી.
पोरुस } न. (पौरुष) પુરૂષત્વ,
पोरिस } પુરૂષાર્થ.
मुक्खत्थि वि. (मोक्षार्थिन्) મોક્ષનો અર્થી.
रमणी स्त्री (सम) સ્ત્રી, સુન્દર સ્ત્રી.
लग्ग वि. (लग्न) સંબન્ધ પામેલું, લાગેલું.

वत्थु च. (वस्तु) પદાર્થ, ચીજ
वयणिज्ज वि. (वचनीय) નિંદવા લાયક
वायस पु. (स) કાગડો
वियक्खण वि. (विचक्षण) હોંશિયાર, કુશળ.
संवेग पु. (संवेग) ભવથી વૈરાગ્ય થવો.
सत्ति स्त्री. (शक्ति) શક્તિ, સામર્થ્ય.
समत्थ वि. (समर्थ) સમર્થ.
साविगा } स्त्री (श्राविका)
साविआ } શ્રાવિકા
सिद्धि स्त्री. (स) મોક્ષ.
सुह न. (शुभ) મંગળ, કલ્યાણ.
सोग पु. (शोक) શોક.
सुविज्ज पु. (सुवैद्य-सुविद्यः) સારો વૈદ્ય, સારી વિદ્યાવાળો.

## સામાસિક શબ્દો.

अजसघोषणा (अयशोघोषणा) અપજશની ઘોષણા.
कालसप्प (कालसर्प) કાળરૂપી સર્પ
जीवदयामय (सम) જીવદયારૂપ.

जुवइपिया (युवतिपिता) સ્ત્રીનો પિતા.
निययकुलं (निजककुलं) પોતાના કુળને.

## अव्यय.

नूण-नूणं (नूनम्) નિશ્ચય, વિચાર, કારણ.

## धातुओ.

आलोय् (आ+लोक्) દેખવું, તપાસવું.
उवज्ज् (उत्+पद्य) ઉત્પન્ન થવુ
खंड् (खण्ड्) તોડવુ, કકડા કરવા.
पेच्छ् (प्र+इक्ष्) જોવુ.
वज्ज् (वृज्–वर्ज) ત્યાગ કરવો.
हिंड् (हिण्ड्) ભમવું, ચાલવુ.

## प्राकृत वाक्यो

पाणाणमच्चए वि जीवेहिं अकरणिज्जं न कायव्वं, करणीअं च कज्जं न मोत्तव्वं।
धम्मं कुणमाणस्स सहला जंति राईओ।
जेण इमा पुहवी हिंडिऊण दिट्ठा सो नरो नूणं वत्थूणं परिक्खणे वियक्खणो होइ।
एगो जायइ जीवो, एगो मरिऊण तह उवज्जेइ।
एगो भमइ संसारे, एगोच्चिय पावइ सिद्धिं ॥१॥
कालसप्पेण खाइज्जन्ती काया केण धरिज्जइ, नत्थि तत्थ को वि उवाओ।
सव्वे जीवा जीविउं इच्छन्ति, न मरित्तए, तओ जीवा न हंतव्वा।
परस्स पीडा न कायव्वा, इह जेण न जाणिअं तेण पढिआए विज्जाए किं।
मुक्खत्थीहिं जीवदयामओ धम्मो करेअव्वो।
नाणेण चिय नज्जइ, करणिज्जं तह य वज्जणिज्जं च।
नाणी जाणइ काउं, कज्जमकज्जं च वज्जेउं ॥२॥
जं जेण पावियव्वं सुहमसुहं वा जीवलोयम्मि।
तं पाविज्जइ नियमा पडियारो नत्थि एयस्स ॥३॥
असंतीए सोगो, वहुतीए य वहुए चिंता।
परिणीआए दंडो, जुवइपिआ दुक्खिओ निच्चं ॥४॥
जं चिय खमइ समत्थो, धणवंतो जं न गव्विरो होइ।

जं च सुविज्जो नमिरो, [७८]तेसु तेसु अलंकिआ पुहवी ॥५॥
का सत्ती तीए तस्स पुरओ ठाइउं।
लज्जा चत्ता सीलं च खंडिअं, अजसघोसणा दिण्णा।
जस्स कए पिअसहि ? सो चेअ जणो अजणो जाओ॥६॥
परिच्चइय पोरुसं, अपासिऊण निययकुलं, अगणिऊण वयणीअं, अणालोइऊण आयइं, परिचत्तं तेण दव्वलिङ्गं।
जं जिणेहिं पन्नत्तं तमेव सच्चं इअ बुद्धी जस्स मणे निच्चलं तस्स सम्मत्तं।
चोरो धणिणो धणं हरित्तए घरे पविससी।
पच्चूसे जिणे अच्चिय, गुरू य वंदित्ता, पच्चक्खाणं च करित्तु पच्छा य भोयणं कुज्जा।
गुरूणा धम्मं कुणमाणाणं सावगाणं, समायरंतीणं च साविआणं उवएसो दिण्णो।
पिउणा सिक्खीअमाणो पुत्तो सिक्खिज्जन्ती य पुत्ती गुणे लहेज्ज।
जत्थ रमणीण रूवं, रमणिज्जं पेच्छिऊण अमरीओ लज्जंतीओ व्व चिंताइ कह वि निद्दं न पावंति॥७॥
गायंता सज्झायं, झायंता धम्मझाणमकलंकं।
जाणंता मुणियव्वं, मुणिणो आवस्सए लग्गा॥८॥

## ગુજરાતી વાક્યો.

જંબૂકુમારે કુમારપણામાં પોતાની સર્વ ઋદ્ધિ (चय्) ત્યાગ કરીને ચારિત્ર લીધું. (गिण्ह्).
હું શાસ્ત્રો ભણવાને (अहिज्ज) ગુરૂપાસે જઉં છું,
ગુરૂ, પ્રમાદ કરતા (पमज्ज्) સાધુને ભણવાને માટે (पढ) કહે છે.
રાત્રિના પહેલા પ્રહરમાં સુઇને (सुव्) અને છેલ્લા પ્રહરમં

---

૭૮ તૃતીયા વિભક્તિને સ્થાને કોઇ સ્થાને સપ્તમી વિભક્તિ પણ થાય છે.

જાગીને (जग्गू) કરાતો (कीर्) અભ્યાસ સ્થિર થાય છે,

મનુષ્યોમાં સોની, પક્ષિઓમાં કાગડો, અને પશુઓમાં શિયાળ લુચ્ચુ હોય છે.

પાઠશાળામાં અધ્યયન કરતી (कुण्) કન્યાઓને તમે ઈનામ આપો.

માણસોની આધિ હરવાને (हर्) શાસ્ત્રોનુ શ્રવણ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

અગ્નિવડે બળતી (डज्झ्) સ્ત્રીનુ તેણે રક્ષણ કર્યું (रक्ख्).

રામવડે કહેવાતી (कह्) વાર્તા સાંભળીને (सुण) વૈરાગ્ય પામ્યો.

તે પાપોની આલોચના લેવા (गिण्ह्) ગુરૂની પાસે જતાં (वच्च्) લજ્જા પામે છે.

તે સમાધિપૂર્વક મૃત્યુ પામીને (पाव्) સ્વર્ગમાં દેવ થયો.

રોતા (रुव्) બાળકને તુ પીડ નહી.

હસતો બાળક બધાને પ્રીય લાગે છે.

ગ્રહણ કરવા લાયકને (गह्-गिण्ह) ગ્રહણ કર, ત્યાગ કરવા લાયકને (चय्) ત્યાગ કર, જાણવા લાયક (जाण्) ભાવોને તું જાણ.

ગાંડા માણસે પોતાનુ વસ્ત્ર અગ્નિમાં નાખ્યુ (खिव्), અને તે બળી ગયુ (डह्).

સાધુઓની સેવા વડે તેના દિવસો ગયા. (वोलीण)

જીવોનો વધ કરતો અને માંસનુ ભક્ષણ કરતો (भक्ख्) મનુષ્ય, રાક્ષસ કહેવાય છે.

# पाठ २१ मो.

## વ્યંજનાન્ત નામ.

૧ પ્રાકૃતમાં અન્ત્ય વ્યંજનોનો લોપ થાય છે, પણ કેટલાએક શબ્દોમાં વિશેષતા છે. જેમાં અન્ત્ય વ્યંજનનો લોપ થાય છે તેના રૂપો પૂર્વે આપેલા અકારાન્ત-ઇકારાન્ત-ઉકારાન્ત પુલિંગ અને નપુસકલિંગ નામોની માફક જાણી લેવા. जसो [૭૯](यशस्), तमो (तमस्), चक्खू (चक्षुष्), जम्मो (जन्मन्) धणी (धनिन्), हत्थी (हस्तिन्), ઇત્યાદિ.

---

૭૯. 'स्' અન્તવાલા નામો અને 'न्' અન્તવાલા નામો પુલિંગમાંજ વપરાય છે, પણ दाम (दामन्) सिर (शिरस्) नह (नभस्) શબ્દોનો પ્રયોગ નપુસકલિંગમાં જ થાય છે.

| पु० पु० | पु० पु० |
|---|---|
| उरो (उरस्) વક્ષસ્થલ. | जम्मो (जन्मन्) જન્મ. |
| जसो (यशस्) યશ. | नम्मो (नर्मन्) હાંસી, ક્રીડા. |
| तमो (तमस्) અંધકાર. | मम्मो (मर्मन्) મર્મ, રહસ્ય. |
| तेओ (तेजस्) તેજ. | दामं (दामन्) માલા. |
| पओ (पयस्) દુધ, જલ. | सिरं (शिरस्) માથું. |
| तवो (तपस्) તપ. | नहं (नभस्) આકાશ. |

વિશેષ—કોઈ ઠેકાણે નપુસકલિંગમાં પણ પ્રયોગ દેખાય છે તેથી—

| | |
|---|---|
| सेयं (श्रेयस्) કલ્યાણ. | सम्मं (शर्मन्) કલ્યાણ. |
| वयं (वयस्) ઉંમર. | चम्मं (चर्मन्) ચામડું. |
| सुमण (सुमनस्) સારૂંમન, ઉદાર ચિત્ત. | |

જે શબ્દોમાં અન્ત્ય વ્યંજનનો લોપ થતો નથી તેમાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે—

૨ **विद्युत्** શબ્દ વિના વ્યંજનાન્ત સ્ત્રીલિંગ શબ્દોમાં અન્ત્ય વ્યંજનનો **'आ'** કે **'या'** થાય છે.

| | | | |
|---|---|---|---|
| **सरिआ-या** | स्त्री. | (सरित्) | નદી. |
| **पाडिवआ-या** / **पडिवआ-या** | ,, | (प्रतिपद्) | એકમ, પડવો. |
| **आवआ-या** | ,, | (आपत्) | દુઃખ, આપદા. |
| **संपआ-या** | ,, | (सम्पत्) | લક્ષ્મી. |
| **विज्जु** | ,, | (विद्युत्) | વીજળી. |

૩ વ્યંજનાન્ત સ્ત્રીલિંગમાં અન્ત્ય **'र्'** નો **'रा'** થાય છે, તેમજ **क्षुध्** ના **'ध्'** નો **'हा,'** **दिश्** ના **'श्'** નો **'सा'**, **ककुभ्** ના **'भ्'** નો **'हा'** થાય છે, અને **अप्सरस्** શબ્દના **'स्'** નો **'सा'** વિકલ્પે થાય છે.

**गिरा** स्त्री. (गिर्) વાણી.
**पुरा** ,, (पुर्) નગરી.
**धुरा** ,, (धुर्) ધુસરી, અગ્ર.
**छुहा** ,, (क्षुध्) ભુખ.

**दिसा** स्त्री. (दिश्) દિશા.
**कउहा** ,, (ककुभ्) દિશા.
**अच्छरसा** / **अच्छरा** ,, (अप्सरस्) અપ્સરા, દેવયોની વિશેષ.

૪. **शरद्** આદિ શબ્દોમાં અન્ત્ય વ્યંજનનો **'अ'** થાય, **प्रावृष्** ના અન્ત્ય **'ष्'** નો **'स'** થાય છે; તેમજ **आयुष्** શબ્દના અન્ત્ય **'ष्'** નો **'स'** અને **धनुष्** શબ્દના **'ष्'** નો **'ह'** વિકલ્પે થાય છે. **'शरद्'** અને **'प्रावृष्'** શબ્દના રૂપો પુલિંગમાં વપરાય છે.

.प० ए०
**सरओ** पु. (शरद्) શરદઋતુ.
**भिसओ** पु. (भिषज्) વૈદ્ય.
**पाउसो** पु. (प्रावृष्) વર્ષાઋતુ.

**आउसो-सं** / **आऊ-उं** पु. न. (आयुष्) આવરદા, આયુ.
**धणुहं** / **धणू** पु. न. (धनुष्) ધનુષ્ય, કામઠું.

૫. પુલ્લિંગમાં अन् અન્તવાળા જે નામો છે તેના 'अन्' નો 'आण' વિકલ્પે થાય છે, જ્યારે 'आण' ન થાય ત્યારે 'न्' નો લોપ થાય છે તેથી આ પ્રમાણે તૈયાર શબ્દો થાય છે

अद्ध-अद्धाण પુ. (अध्वन्) માર્ગ રસ્તો.
अप्प-अप्पाण પુ. (आत्मन्) આત્મા.
उच्छ-उच्छाण પુ. (उक्षन्) વૃષભ, બળદ.
गाव-गावाण પુ. (ग्रावन्) પત્થર.
जुव-जुवाण પુ. (युवन्) જુવાન.
तक्ख-तक्खाण / तच्छ-तच्छाण પુ. (तक्षन्) સુતાર.
पूस-पूसाण પુ. (पूषन्) સૂર્ય.
बम्ह-बम्हाण પુ. (ब्रह्मन्) બ્રહ્મા.
महव-महवाण પુ. (मघवन्) ઇન્દ્ર.
मुद्ध-मुद्धाण પુ. (मूर्धन्) મસ્તક, માથું.
राय-रायाण પુ (राजन्) રાજા.
स-साण પુ (श्वन्) કુતરો.
सुकम्म / सुकम्माण વિ (सुकर्मन्) સારા કર્મવાળો.

૬. આ શબ્દોના રૂપો અકારાન્ત હોવાથી, અકારાન્ત પુલ્લિંગ જેવા રૂપો થાય છે, પણ મૂળ શબ્દો 'अद्ध-अप्प' આદિના રૂપોમાં કેટલીએક વિશેષતા છે, તે નીચે પ્રમાણે છે.

પ્રથમાના એકવચનમાં आ પ્રત્યય, પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં તેમજ ચતુર્થી, પંચમી અને છઠ્ઠીના એકવચનમાં णो પ્રત્યય અને તૃતીયાના એકવચનમાં णा પ્રત્યય, તેમજ દ્વિતીયાના એકવચનમાં અને ચતુર્થી ને છઠ્ઠીના બહુવચનમાં 'णं' પ્રત્યય, આટલા પ્રત્યયો વધારે લગાડવામાં આવે છે, તેમજ ચતુર્થી અને છઠ્ઠી વિભક્તિ સિવાય *'णो' પ્રત્યય લગાડતા પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે.

* ષડ્ભાષા ચન્દ્રિકામાં છઠ્ઠીના એકવચનમાં પણ 'णो' પ્રત્યયની પૂર્વે દીર્ઘ સ્વર કરેલ છે તેથી बम्हाणो, अप्पाणो, रायाणो વગેરે પણ થાય છે.

